ડીટેકટીવ નોવેલ.

# સન્મિત્ર કે શયતાન.



પ્રયોજક.

શંકરલાલ નાથજી શુકલ.

માતર નિવાસી.



પ્રકાશક:

હરિભાઇ દલપતરામ પટેલ.

શહાપુર—અમદાવાદ.



સોલ એજન્ટ:

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.



આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.



કિંમત રૂ. ૧-૦-૦.

# પ્રસ્તાવના.



કુદરતને અનુસરી જેવી રીતે જગતમાં અનેક પ્રકારના ફેરફારો થયા કરે છે તેવીજ રીતે મનુષ્ય સ્વભાવો અને વૃત્તિયો પણ બદલાઇ જતાં ભાઈ ભાઈનું, પુત્ર પિતાનું, પત્ની પતિનું, તથા મિત્ર મિત્રનું પોતાના સ્વાર્થને અનુસરી અશુભ કરતાં ડરતાં નથી. તેમજ ઉપર ઉપરથી હિત દર્શાવનારાઓ પેટમાં વિષની જ્વાળાઓના સમુહને વિંટાળી રાખી પલકમાં ખલકમાં હતા નહતા બનાવી દેવાના પ્રયત્નો આદરે છે. તેવા મનુષ્યોથી દૂરતા રહેવા તથા સમય પરત્વે સાવચેત રહેવાનાં સાધનો મળે અને જનસમાજનું હિત સચવાય એટલા માટેજ આ ન્હાનકડું પુસ્તક લખવાનો પ્રયત્ન આદરી ત્હેને "**સન્મિત્ર કે શયતાન**" નું નામ આપી જનસમાજની સમક્ષ મૂકવામાં આવેલું છે. વાંચકવૃંદ તેને યોગ્ય સત્કાર આપી કુમિત્રોથી અને સ્વાર્થ સાધનારાથી આ પુસ્તક વાંચી સાવધ રહેવા પ્રયત્ન કરશે તો લેખકનો મનોભાવ સિદ્ધ થશે, એવી અભિલાષા છે. કિં બહુના.

મુંબાઈ–નિવાસ
તા. ૧–૯–૧૮



પ્રયોજક.

આ લેખકનાં બીજાં નોવેલો.

| | |
|---|---|
| પ્રેમપિંજર કે ખૂની ખંજર | ૧—૦—૦ |
| અમરસિંહ | ૧—૦—૦ |
| ભેદક ખૂન | ૧—૦—૦ |

# અનુક્રમણિકા.



# કર્મ-બન્ધન

## યાને

# વિધવાની કર્મકથા.

આ પુસ્તકમાં વિધવા ભગિનીઓ માટે વૈધવ્ય વ્રત—બ્રહ્મચર્ય સાધના અને ધાર્મિક વિષયો સાથે નારી જીવનનું અતુલનીય રહસ્ય દર્શાવવામાં આવેલું છે. ઉપરાંત, કર્મફળ, પુનર્જન્મ, આલોક તેમજ પરલોકનાં મનન કરવા યોગ તત્વોનો કરૂણાજનક ચિતાર આલેખી પુનર્જન્મના કર્મ—બંધનથી વિમુકત નહિ થતાં મનુષ્યને પોતાનાં સારાં નરસાં કર્મોથી આ જન્મમાં શું શું સહન કરવું પડે છે. સ્વામી સેવામાંથી વંચિત થનાર સ્ત્રીની કેવી અધોગતિ થાય છે. આધુનિક શિક્ષા પ્રાપ્ત કરી માત્ર આ લોકમાંજ મનુષ્ય જીવનની પૂર્ણાહુતિ થાય છે, એમ માનનાર કાન્તિલાલ જેવા નવ યુવકની કેવી શોચનીય સ્થિતિ થાય છે. હિન્દુ સંસારમાં એક અનાથ વિધવાને કેટલું કેટલું કષ્ટ પડે છે—સાત્વિક પ્રેમ મનુષ્યના હૃદયને એક બીજા પ્રત્યે કેવી રીતે આકર્ષે છે-ઇત્યાદિ અનેક વિષયોનો કરૂણાજનક ચિતાર પત્થર જેવા હૃદયને પણ પીગળાવી નાંખ્યા સિવાય રહેશે નહિ. વિધવા કિશોરીની હૃદય ભેદક કર્મકથા અને સાત્વિક વિષયોનું અવલોકન કરતાં કરતાં તમે એમજ બોલી ઉઠશો કે, અદ્યાપિ પર્યંત આવી નવલકથા અમે બિલકુલ વાંચીજ નથી ! કીંમત માત્ર રૂ. ૧—૮—૦

# સન્મિત્ર કે શયતાન.

## પ્રકરણ ૧ લું.

### મૃત્યુ મુખે પડેલી મહિલા.

કરેલાં પાપ પાતાળે, ઉઘાડાં થાય છે પળમાં;
ગુન્હેગારો ગણે છાનાં, જુએ તે કોઇ જળ સ્થળમાં.

"ખોટી વાત ! ખોટી વાત ! તું તદ્દન જુઠું બોલે છે" એક સદ્‌ગૃહસ્થ જેવા જણાતા ત્રીસેક વર્ષની ઉમ્મરના પરદેશીય પહેરવેશમાં સજ્જ થયેલા, બૂટ, સ્ટોકીંગ અને સોનેરી ફ્રેમનાં ચસ્માં નાકે ચઢાવી, ઘરમાં કાંઈપણ અટકાવ સિવાય ચાલ્યા આવતા એક યુવકે ઘરનાં દ્વાર બંધ કરતાં કરતાં ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું. આ બોલનાર યુવક બીજો કોઈ નહિ પણ ડાક્તર ગોકળદાસ હતો.

"નહિ મહેરબાન નહિ ! ખોટી વાત નથી ! મારે જુઠું બોલવાનું કાંઇપણ કારણ નથી." એક વિશેક વર્ષની પરમ રૂપવતી રમણીએ ઉતાવળે ઉતાવળે તેના સ્હામે આવી દુઃખીત સ્વરે કહ્યું.

બન્નેના મુખ ઉપર અતિશય દારૂણ દ્રઢતા દેખાતી હતી. તેમના ચહેરા ઉપરથી બહારના જોનારને સહજમાં સમજાઈ આવે તેમ હતું કે ડાક્તર ગોકળદાસ તે સ્ત્રીના બોલવાથી

ભય પામ્યો હતો; છતાં પણ મહા મહેનતે પોતાના મનને મજબૂત રાખી, ગંભિરતા જાળવી રહ્યા હતો. એક અનિવાર્ય કારણને લીધે આજે તે આ રમણીના હાથમાં ફસાયો હતો.

ગોકળદાસને મૌન ધારણ કરી ઉભો રહેલો જોઈ, છંછેડાયલી નાગણ સમાન ગર્જતી તે રમણી બોલી:—"મિથ્યાવાદી! અવિશ્વાસી! ખૂની! ખોટું બોલોછો? શું મને ઠગવાનો પ્રયત્ન કરો છો?"

તે રમણીના હૃદયભેદક શબ્દો સાંભળી ડાક્તરનું હૃદય કંપાયમાન થવા લાગ્યું; તેના ઓઠ ફફડવા લાગ્યા અને કંઠ રૂંધાઈ ગયો. મહા કષ્ટે તેણે ઉત્તર આપ્યો "ખોટી વાત! ખોટી વાત! તું તદ્દન ખોટું બોલે છે."

તે રમણી મંદમંદ હાસ્ય કરતાં બોલી:—"બસ! જવાબ તો આટલોજ આવડે છે ને? બીજો કાંઇ ઉત્તર તો મળતો નથીને? વધારે તો કાંઇ બોલવાનું નથીને? વારૂ! એતો ઠીક, પરંતુ મેડા ઉપર જે સ્ત્રીનું શબ પડેલું છે, તેનું શું તમે ખૂન નથી કર્યું? ખરૂં કહેજો, હું સઘળું જાણું છું. જુઠાનો આવરદા કેટલી ઘડી રહેશે, તે બરાબર વિચારજો. તમે ધાર્યું હશે કે તે વખતે હું ભર ઉંઘમાં ઉંઘી ગઈ હોઇશ; પણ ના ના તેમ નહોતું. મેં તમારી સઘળી લીલા પડદે પડદે જોઇ હતી. વિશ્વાસઘાતી! તેણે પોતાના હાથેજ આત્મહત્યા કરી છે, એમ દુનિયાને દેખાડવા માટે તમે તેના મુખમાં કારબોલિક એસિડની શીશી શું ઉંધી વાળી નહોતી? તેના મુખની અંદર તમે તે શીશી બળપૂર્વક શું ખોસી દીધી નહોતી?"

"હં! શું તે મરી ગઇ છે?"

"મરી ગઇ નથી તો શું તે જીવતી છે? હું તમારી આગળ ખોટું કહું છું એમ સમજો છો?"

"ત્યારે તે ખરેખર મરીજ ગઇ છે ખરૂં ને?"

"હા! હા! તે મરી ગઇ છે, મરી ગઇ છે! હું કહું છું કે તે મરી ગઇ છે! તમારા હાથેજ તેનું મોત થયું છે, તમેજ તેનું ખૂન કર્યું છે, અને મેં તે સઘળું મારી પોતાની આંખેજ જોયું છે. હું કાંઇ આંધળી નહોતી, કે તમારા તે કૃત્યને જોઈ શકું નહિ. તમારા જેવાની સોબતે રહેનાર, તમારી સાથે ફરનાર, તમારી સાથે મિત્રતા કરનાર, અને તમારા ઉપર ઉપરના ખોટા પ્રેમમાં ફસાનાર, સઘળાંને તમે આંધળાં બનાવવાનું ચુકો તેમ નથી! જોકે આ સમયે હું (છું તેથી પણ અધિક) નઠારી બની છું, તો પણ તમારા જેવી દુષ્ટ તો બની નથી!"

"એનો ઠીક! પરંતુ હવે તું શું કરવા માગે છે?" ડાક્તરે બહુજ થડકતા અવાજે પૂછ્યું.

તેનું શરીર વધુ ને વધુ કંપવા લાગ્યું અને અંતરમાં તે અર્ધ મૃતાવસ્થા ભોગવવા લાગ્યો.

"શું કરવા માગું છું, અગર તો શું કરીશ તેનો સઘળો આધાર તમારાં વચનો ઉપરજ અવલંબી રહેલો છે!"

"તારૂં શું કહેવું છે?"

"હું જે કહીશ તે તમારે કબુલ છે?"

"તું જે કહીશ તે મારે કબુલ છે. જલદીથી કહી

નાંખ, કે મારે શું કરવાનું છે ?"

"ઠીક ! ત્યારે સાંભળો. જુઓ ! નરોતમદાસની સ્ત્રી મણીબાઈ સાથે તમે જાર કર્મમાં પડેલા હતા, નરોતમદાસ તમને પોતાના બંધુ સમાન ગણી તમારાપર બહુજ પ્રિતિ-ભાવ રાખે છે, દાક્તર સમજી તમારાથી કોઇ વાતે અંતર અગર અવિશ્વાસ નહિ રાખતાં તમને સર્વસ્વ સમર્પણ કરવા સુધી તે તૈયાર રહે છે, વિદ્વાન્ અને કવિ તરીકે તમારૂં માન વધારવાને માટે તે તમારી પાસે પુસ્તકો લખાવી પોતાના મિત્રો પાસે પ્રગટ કરાવરાવે છે, અને તમને ઉદાર આશ્રય અપાવે છે. સ્નેહી તરીકે તેમના મિત્રવર્ગમાં તમારૂં માન વધારવાને માટે તે મહાન્ પ્રયત્ન કરે છે. તમને બે-પૈસાની સારી પ્રાપ્તિ થાય, તે માટે અન્ય ડીગ્રી ધારણ કરનારા દાક્તરો પાસે દવા લેવા જનારા તેમના સ્નેહી સંબંધીઓ, તથા લાગવગવાળાઓને તે તમારી પાસે દવા લેવા, અને દામ અપા-વવા મોકલે છે. આટલું બધું તમારા તરફ તેમના અંતરનું વલણ, પ્રેમ, અને પરોપકારવૃત્તિ હોવા છતાં, તેઓ ના જાણે તેવી રીતે તમે તેમની સ્ત્રીને વ્યભિચારીણી બનાવી, તેમના સર્વસ્વનો નાશ કર્યો છે કેમ ખરૂંને ? તમારાં આ પાપમય દુષ્કૃત્યોને હજી સુધી તેઓ જાણતા નથી. અદ્યાપિપર્યંત તેઓ તમને સદ્ગુણી તથા સહૃદ સમજી વિશ્વાસની નજરથી નિહાળે છે ! પોતાની સ્ત્રીને સતિ સમજી તેના મૃત્યુના શોકમાં મગ્ન રહે છે; અને ઘરનાં દ્વાર બંધ કરી તેને સાધ્વી સમજી વારંવાર સંભારી અશ્રુ સારે છે !"

"પછી આગળ ?"

એ શબ્દો મુખ બહાર નીકળતા પહેલાં ડાક્તરે અનેક ક્ષણ અગાઉથી પોતાના મનને કાબુમાં લીધું હતું. આત્મ-સંયમવડે તેણે મુખ ઉપર કલ્પીત્ હાસ્ય આણ્યું, અને ધીમે ધીમે તે રમણીની સમીપમાં આગળ વધવા લાગ્યો.

ડાક્તરને હાસ્ય કરતો તથા આગળ વધતો જોઇને તે રમણીના ક્રોધમાં અતિશય ઉમેરો થયો. તે બોલી:–"દુરાત્મા ! હજી પણ હસવું આવે છે ? શરમ આવતી નથી ? પાપી ! કરેલાં પાપનો પશ્ચાતાપ પણ થતો નથી ? ધિક્કાર છે !"

ડાક્તર તે રમણીના આ શબ્દો સાંભળી અતિશય હસવા લાગ્યો. પત્થર પર પડતા પાણીની જેમ પત્થરને કાંઇ પણ અસર થતી નથી તેમ તે રમણીના તિરસ્કાર ભરેલા શબ્દોથી તેના મનમાં કાંઈ પણ સંતાપ થતો હોય, તેવું દેખાતું નહોતું; પણ ઉલટો પોતાની બહાદૂરીનાં વખાણ થતાં સાંભળી જેમ મિથ્યાભિમાનીઓ મલકાઈ હાસ્ય કરે છે, તેમ અધિકાધિક શબ્દ પ્રહાર થતાં અધિકાધિક હસવા લાગ્યો. આ તેનું હસવું આનંદનું નહોતું, પરંતુ તેના પોતાના અંતરમાં છુપાયેલી દુષ્ટ વાસના, અને પૈશાચિક વૃત્તિના પ્રત્યક્ષ પૂરાવાનું હતું તેથી તેના અંતરના મનોરથના પ્રતિબિંબ રૂપે પ્રકટપણે દેખાઇ આવતું હતું.

તે રમણી તેનું વિચિત્ર પ્રકારનું હસવું જોઇ બહુજ ક્રોધે ભરાઇ અને બોલી:–"પાપાત્મા ! પાખંડી ગોકળદાસ ! શું તમે એમ સમજો છો, કે અજાણ હોવાનો ડોળ કરવાથી

મારે હાથે તમારૂં રક્ષણ થશે ? ના ! ના ! એમ સમજશો નહિ ?”

“ પછી ? ”

“ પછી, એજ કે એક વર્ષ પેહેલાં જ્યારે હું પવિત્ર દેવી સમાન હતી ત્યારે તમે મને મારી તે પવિત્રતાથી પતિત કરી છે. મારા સર્વસ્વ પવિત્રપણાનો નાશ કર્યો છે અને મારૂં સત્યાનાશ વાળ્યું છે, માટે આજે હું તમને જે જે કહું તે તે તમારે કબૂલ કરવું પડશે ! ”

“ ત્યાર પછી ? ”

“ જુઓ સાંભળો ! હું સઘળી હકીકત જાણું છું અને મારી પાસે તેનો પ્રબળ પૂરાવો પણ છે ! તમે જાતેજ રાક્ષસરૂપે મણીબાઇને ઝેર આપી તેનો પ્રાણ હર્યો છે. તેમજ મારે પેટે પણ તમારાથીજ ગર્ભ રહેલો છે. એ ગર્ભના રક્ષણ માટે તમે આજેજ મારી સાથે લગ્ન કરવાને કબૂલ થાઓ ! તમારે બે સ્ત્રીઓ છે, અને સંતાનો પણ છે. વળી નાત જાતમાં જરા આબરૂવાળા છો તેની પણ મને ખબર છે. છતાં તમારે મારી સાથે લગ્ન કરવુંજ પડશે ! તમારી નાતમાં એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી બૈરી કરવાનો રિવાજ છે, તે મારા જાણવામાં છે. તમારી જ્ઞાતિના ઘણા લોકો તેમ કરે છે ! હું વિવાહ થયા પછી એક પળ પણ તમારી સાથે રહેવા માગતી નથી. તમે વચનના કેવા સાચા છો, તે હું બરાબર જાણું છું ! તમે તમારી પેહેલી સ્ત્રીને કહ્યું હતું, કે તારામાંજ સંતોષ માની બેસી રહીશ ! સુધારકોમાં ખપવા લખ્યુ હતું કે, એકથી વધુ સ્ત્રીઓ પરણનાર ઇશ્વરના અપરાધી

થાય છે, છતાં પોતાનાં તે વચનોનો ભંગ કરી જઈ, લોકની લાજને લોપી, મિત્રોનાં મ્હેણાં ટુણાં સહન કરીને તમે બીજી સ્ત્રી કરી છે, તો પછી ત્રીજી સાથે લગ્ન કરવામાં શું હરકત છે? જણાવશો કે વિષયવાસનાનું ઝેર અન્યને ખવરાવી, હવે પોતાને આરોગવામાં શું નડતર છે? સ્વહસ્તે વ્હોરી લીધેલું દુ:ખ ભોગવતાં અસંતોષ ધરવો, એ શું રીત છે? છતાં હું તમારી સાથે વિવાહ કરી રહેવા માગતી નથી કે ગર્ભમાં રહેલા તમારા બાળકને માટે તમારી મીલકતમાંથી ભાગ પડાવતી નથી; ફક્ત તમારી સાથે લગ્ન થયું છે, એટલુંજ કહેવરાવવા ચાહું છું. પછી તમે તમારે રસ્તે અને હું મ્હારે રસ્તે છું. લગ્ન પછી તમારૂં મુખ જોવાની મ્હારી ઇચ્છા નથી તેમ તમારા જેવા નરાધમનું મુખ જોવામાં પણ મહાન પાપ છે એમ સમજુંછું. બોલો શું કહો છો? કેમ આજે રાત્રેજ વિવાહ કરવાને તૈયાર થાઓછોને? ચાલો જવાબ દો. પાપનું પ્રાયશ્ચિત કરવા તૈયાર થાઓ."

તે રમણીના શબ્દો દાક્તર ગોકળદાસની છાતીમાં તીરની સમાન સાલવા લાગ્યા. તેના મુખ ઉપર દેખાતી ખોટી હાંસી તદ્દન નાશ પામી. તેના મનમાં ખાત્રી થઇ કે આ સ્ત્રી જે પ્રમાણે કહે છે, તે પ્રમાણેજ કરશે. જ્ઞાતિ શું કહેશે? મિત્રો શું કહેશે? સમાજ શું કહેશે? એજ મહાન્ ચિંતામાં તેનો કંઠ રૂંધાઇ ગયો. તે કાંઇપણ પ્રત્યુત્તર આપી શક્યો નહિ.

ગોકળદાસને મૌન્ય ધારણ કરી ઉભો રહેલો જોઈ તે રમણીના કોપની સીમા રહી નહિ. તે અત્યંત ઉત્તેજીત સ્વરે

બોલી:–"બોલો, શું કહો છો ? જવાબ આપો. કબૂલ નહિ થાઓ તો કાલે સવારેજ સઘળી વાત બહાર પડશે. તમને મણીબાઇના ખૂની તરીકે ખુલ્લા કરીશ. ફાંસીને લાકડે લટકાવરાવવાનો પ્રયત્ન આદરીશ. તમે તેને માટેજ લાયક છો. હજી વાત બહાર આવી નથી કે પોલિસે જાણ્યું નથી, ત્યાં સુધી તેનો માર્ગ છે. તે જાણશે તો પૂરાવો મેળવવા પ્રયત્ન કરશે. ખરા ખોટા સાક્ષીઓ ઉભા કરશે, અને પછીથી તમારી શું ગતિ થશે તેનો કાંઈ વિચાર કર્યો છે ? "

ડાક્તરે કાંઇપણ ઉત્તર આપ્યો નહિ. શું કહેવું તે તેને સૂઝયું નહિ. તે એકીદ્રષ્ટે તે રમણીના મુખ સામુંજ જોતો ઉભો રહ્યો અને કેવી રીતે આ આવેલી વિપત્તિના વાદળને દૂર કરવું એજ વિચારમાં મગ્ન બન્યો. વળી તે રમણીએ આગળ ચલાવ્યું:–

" યાદ રાખજો કે કેવળ મુખથી હા કહેવાથીજ મુક્તિ મળશે નહિ, ઠગીને છુટવા માગશો તો છુટાશે નહિ. જુઓ, આ ટેબલ ઉપર ખડીઓ, કાગળ અને કલમ પડયાં છે, તે વડે લખી આપો, કે આજેજ હું તારી સાથે પુનર્લગ્ન કરીશ, એટલુંજ નહિ પણ બીજું જે જે કહીશ તે લખવું પડશે નહિતો........" એ પ્રમાણે બોલતી બોલતી તે સ્રી ટેબલની તરફ કેટલાંક પગલાં આગળ ચાલી.

તે સ્રીને ટેબલના સ્હામું મુખ રાખી ચાલતી નિહાળી, સમયની રાહ જોતો ડાક્તર જેમ ભૂખથી વ્યાકુળ બનેલો વાઘ શિકાર નજરે પડતાં તેને પકડવાને માટે ફાળ મારે છે તેવી

રીતે એકદમ છલંગ મારી તે સ્ત્રીના ઉપર તુટી પડયો, ને તેનું ગળું બન્ને હાથથી પકડી તેને જોરથી દાબતો ઘરની અંદરના ભાગમાં ઘસડી જવા લાગ્યો.

તે સ્ત્રી પણ પોતાનામાં હતું તેટલા બળવડે પોતાના પ્રાણનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરવા લાગી. તેણે મોટેથી બૂમ મારવાનો પ્રયત્ન કર્યો, કિન્તુ તેમ બની શકયું નહિ ક્રમે ક્રમે તેનાં ચક્ષુઓ ફાટવા લાગ્યાં; શરીર અને કપાળ પરથી પરસેવાનાં બિંદુઓ ટપકવા લાગ્યાં, પળે પળે પ્રાણાન્તની ઘડીઓ સમિપમાં દેખાવા લાગી, ગાત્રો શિથીલ થવા લાગ્યાં, શરીર શિતળ બનવા લાગ્યું, અને તદ્દન બળહિન થવા લાગી.

ગોકળદાસે તેને શિથીલ બની ગયેલી જોઇ તેને પૃથ્વી પર પટકી, અને તેના ઉપર ચઢી બેસી નિરાંતે તેના અંતની ઘડીઓ ગણવા લાગ્યો. તે રમણીની જીહ્વા બહાર નિકળી આવી. પ્રાણની ઘડીઓ ગણી થાકેલા ગોકળદાસના મુખ પર પુનઃ હાસ્ય પ્રગટ થયું અને બોલ્યો કે "આ સ્ત્રી હવે આ જીવનમાં તો પોતાના વિરૂદ્ધ કાંઈ પણ કરી શકશે નહિ, એવી મારી ખાત્રી છે."

એટલામાં એકાએક વજ્ર સમાન કઠોર અવાજ તેને કાને પડયો. જે તરફથી તે અવાજ આવ્યો, તે તરફ તેણે પોતાની નજર ફેરવી તો તેને પોતાની પાછળ એક પુરૂષ હાથમાં પિસ્તોલ લઇ ઉભેલો દેખાયો.

તે ઉભેલી વ્યક્તિએ ગોકળદાસને કહ્યું:—"નરાધમ! દૂર ખસી જા, નહિ તો હમણાંજ ગોળી બ્હાર કરીશ?"

ડાક્તર હંમેશનો પરિચીત અવાજ સાંભળી વિચારમાં પડયો, અને તે સ્ત્રીને પડતી મૂકી એકદમ ઉભો થયો. ડાક્તરને પોતાના ઉપરથી ઉઠી ગયેલો જોઈ રમણીના મુખમાંથી અસ્ફૂટ શબ્દો બહાર આવ્યા. " આ કોણ બોલે છે ? " એ પ્રમાણે કહી તેણે એક ઉંડો અને ગંભીર નિશ્વાસ મૂકયો.



## પ્રકરણ ૨ જું.



### દુઃખમાંથી ઉદ્ધાર.

સ્નેહ શોકનું મૂળ છે, સ્નેહ સુખ દાતાર;
સ્નેહ શુદ્ધ જે હૃદયમાં, તુચ્છ ગણે સંસાર.

નરોતમદાસનો પોતાની પત્ની મણીબાઈ ઉપર અનહદ પ્રેમ હતો. તે તેણીના શોકમાં એક વખત તદ્દન ગાંડા જેવો બની ગયો હતો પોતાના પરમ પ્રેમની પ્રતિમા પોતાને જન્મ પર્યંતને માટે ત્યજીને ચાલી ગઇ એમ અફસોસ થવાથી એક વખત તેને પોતાના જીવન ઉપર ઘણોજ કંટાળો આવ્યો. હવે પોતે પોતાની દેહ રાખવામાં કાંઇ સુફળની આશા રાખતો નહોતો. વ્હાલી વિના જીવન અકારૂ સમજતો હતો, અને તેથી સ્વર્ગમાં સિધાવેલી સુંદરીને મળવાની આશાએ તે પ્રાણુત્યાગ કરવાના દ્રઢ નિશ્ચય ઉપર આવ્યો હતો. પોતાના મન પરનો કાબુ પોતાના હાથમાં નહિ રહી શકવાથી ગાંડાની માફક તે પોતાની પત્નીનું સ્મરણ કરતો ઘરનાં બારણાં બંધ કરી આખા ઘરમાં ફરતો હતો.

ફરતાં ફરતાં તેણે સહસા પોતાના ટેબલના એક બાજુના ખાનાને બહાર તાણી કહાડ્યું અને તેની અંદરથી ભરેલી તૈયાર પડેલી પિસ્તોલને પોતાના હાથમાં લીધી. પોતાના હાથેજ પોતાના કપાળમાં મારી તેણે આત્મહત્યા કરવાનો વિચાર કર્યો. એકાએક તેના મનમાં એક આશંકા ઉપસ્થિત થઇ કે મારા આવી રીતે આત્મઘાત કરવાથી વખતે કોઇના ઉપર પોલિસ કર્માચારીઓને વહેમ લાવવાનું કારણ મળશે, અને તેઓ વહેમને વશ બની નિરપરાધિ મનુષ્યોને સતાવશે. કેટલાકને ગુન્હો મનાવવાને બહાને ત્રાસ આપશે, અને તે સઘળાનો દોષિત હું બનીશ. તેમની કળકળતી આંતરડીઓ મને કેટલો બધો શ્રાપ આપશે? નહિ! નહિ! હું કોઇને પણ મારા માટે દુ:ખ ઉત્પન્ન થાય તેવો માર્ગ ગ્રહણ નહિ કરૂં.

તરતજ નરોતમદાસ પિસ્તોલને ખીસ્સામાં મૂકી પોતાના દિવાનખાનાની અંદર ગયો, અને કાગળ કલમ લઇ લખવા બેઠો.

" મારી પત્નીના મૃત્યુથી મારૂં જીવન મને બહુજ નિ:રસ અને અકારૂં જણાયું, તેથી મેં મારી હૃદયની દેવીને મળવાની મહાન્ આશાએ પરલોક ગમન કર્યું છે. મેં મારી પોતાની ઇચ્છાથીજ મારે પોતાને હાથેજ આત્મઘાત કર્યો છે. કોઈપણ મનુષ્યને મારા મૃત્યુ પછી મારૂં ખૂન કરવાને બહાને વિપત્તિમાં ઉતરવાનો સમય ના આવે, તે માટે મેં મારા સ્વહસ્તેજ આ લેખ લખ્યો છે.

નરોતમદાસ "

આ પ્રમાણે પત્ર લખી તે તરતજ પાછો પ્રથમ હતો તે સ્થળે આવ્યો. કેટલાક સમય પર્યંત આમ તેમ આંટા મારી

ફરીથી તેણે પિસ્તોલ હાથમાં લીધી, અને બોલવા લાગ્યો:- "પરમાત્મન્! મને ક્ષમા કરજે."

એ રીતે પરમેશ્વરની પ્રાર્થના કરી તે આત્મહત્યા કરવાના ઈરાદે પિસ્તોલ છોડવા તૈયાર થયો. એટલામાં એકાએક તેના ઘરનાં દ્વાર કોઇએ ઉઘાડી નાંખ્યાં; અને એક વ્યક્તિ કોઇને હાંક મારી નીચે પ્રમાણે કહેતી સંભળાઈ. "અહિંયાં આવો! અહિંયાં આવો! મારે તમને કાંઇક ગુપ્ત વાત કહેવાની છે."

પોતાની મૂર્ખાઈનું સાહસ બીજા મનુષ્યના જાણવામાં આવશે, એવા ભયને લીધે નરોતમદાસ જલદીથી એક પડદાને ઓથે જઇને ઉભો રહ્યો, અને હવે જે કરવાનું હશે, તે આવેલાં માણસોના પાછા ગયા પછીથીજ થશે, એમ વિચારવા લાગ્યો.

નરોતમદાસના ઘરમાં કાંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય એક સ્ત્રી આવીને ઉભી રહેલી હતી. તેનો પગરવ સાંભળતાંજ નરોતમદાસ ત્યાંથી પડદા પાછળ ચાલ્યો ગયો હતો. તે સ્ત્રી નરોતમદાસની પત્ની મણિબાઈની શિક્ષક-મોતીબાઈ હતી.

મોતીબાઇની પાછળ વિદેશીય કપડામાં સજ થયેલો એક પુરૂષ ઉભો હતો. આવેલા પુરૂષને નરોતમદાસે બરાબર રીતે ઓળખ્યો. તે નરોતમદાસનો પ્રિય મિત્ર દાક્તર ગોકળદાસ હતો. મોતીબાઇએ તેમજ ગોકળદાસે નરોતમદાસને છુપાઇ જતાં જોયો નહોતો.

મોતીબાઇએ પોતાની પાછળ ગોકળદાસને આવેલો જોઇ કહ્યું:-"શા માટે મારી પાછળ પાછળ આવ્યા છો? શું કાંઈ ભય લાગે છે?"

"નહિ! ભય લાગતો નથી પરંતુ અવિશ્વાસ આવે છે. બોલ તારે કહેવાનું હોય તે કહી નાંખ. શું કહેવા માગે છે? ચાલ બોલી દે." ડાક્તર બોલ્યો.

મોતીબાઇએ બહુજ ધીમેથી કહ્યું:—"મણિબાઇનું મરણ થયું છે તેમાં તમારો પોતાનો હાથ છે એ વાત કહેવાને માટેજ મેં તમને અહીં બોલાવી આણ્યા છે."

"ના ના! તેનું મરણ શાથી થયું તે તો સહુ કોઇ જાણે છે."

"સહુ જાણે છે તે તો ખોટું છે. ખરૂં કહું તો તમે તેના મૂખમાં ઝેર રેડી દીધું છે, અને શીશી તેના મુખમાં એમને એમ રાખી છે, તેથીજ તે મરી ગઇ છે. ખરી વાત ખુલ્લી પડી નથી, ત્યાં સુધીજ ઠીક છે."

મોતીબાઇએ આ પ્રમાણે કહેવાથી ડાકતર ગોકળદાસ બારણું ઉઘાડી પાછો વળવાને માટે તૈયાર થયો. તેને નાસી જતો જોઇ મોતીબાઇએ કહ્યું:—"કેમ નાસી જવાની તૈયારી કરવી છે? ચાલો, ત્યારે હુંજ બહાર આવી રસ્તામાં આવતાં જતાં સઘળાં મનુષ્યોને કહું છું કે આ ડાક્તર ખૂની છે, માટે એને પકડો."

ઘરના દરવાજા બહાર નિકળેલો ડાકતર ફરીથી ઘરની અંદર આવ્યો અને મોતીબાઇને પૂછયું:—"બોલ શું કહેવા માગે છે?"

મોતીબાઇએ ગંભીર સ્વરૂપ ધારણ કરી કહ્યું:—"ડાક્તર સાહેબ! હું એજ કહેવા માગું છું કે, આપેજ મણિબાઇનું ખૂન કર્યું છે."

" ખોટી વાત છે."

" ખોટી નહિ પણ ખરી વાત છે. મેં આપને મારી નજરો નજર ખૂન કરતાં જોયા છે."

" આ સાંભળી ડાકતરનો પિત્તો હાથ રહ્યો નહિ તેથી તેણે મોતીબાઇનું પણ ખૂન કરવાની કોશિષ કરી."

જે સ્ત્રીને તે પતિવૃતા માનતો હતો અને જેને માટે તે થોડા સમય પહેલાં આત્મહત્યા કરવાને તૈયાર થયો હતો, તે કુલટાને પોતાનાજ પરમસ્નેહિ ડાક્તર ગોકળદાસ સાથે વ્યભિચાર કરવાને તૈયાર બનેલી જાણી નરોતમદાસના મનની સ્થીતિ અવર્ણનિય થઇ પડી હતી. તેનું મુખ અતિષય ફીકું પડી ગયેલું દેખાવા લાગ્યું.

મોતીબાઇનું ખૂન થતું જોઇ નરોતમદાસ પડદા પાછળથી બહાર નિકળી આવ્યો અને બોલ્યો—" સબુર તમારા બન્નેમાં થયેલી સઘળી વાતચીત મેં સંપૂર્ણપણે સાંભળી છે."

નરોતમદાસનાં વચન સાંભળી ડાક્તર એકદમ ચમકીને ઉભો થઈ ગયો, અને નરોતમદાસના મુખ સ્હામું જોઇ રહ્યો. તેનું મુખ અને તેનાં ચક્ષુઓ જોઇ ભય પામતો ડાકતર મૂર્છિત થઇ પડેલી મોતીબાઇને જાગ્રુત કરવાને ઇરાદે તેની પાસેજ પૃથ્વી પર બેસી ગયો. નરોતમદાસ પણ પોતાની પિસ્તોલ ડાકતરના સ્હામી ધરીને અડગપણે ઉભો રહ્યો.

" પાણી! પાણી લાવો." મોતીબાઇએ બેભાન અવસ્થામાં કહ્યું.

નરોતમદાસે પોતાની નજર અને પિસ્તોલ ડાકતરના

સ્હામી રાખી, પાસે પડેલા કુજામાંથી પાણીનો પ્યાલો ભરી આપવા ડાકતર ગોકળદાસને જણાવ્યું. ગોકળદાસ કાંઇ પણ નહિ બોલતાં કંપતો કંપતો ઉભો થયો અને જલદીથી પાણી લઇ આવી મોતીબાઇના મુખ ઉપર છાંટવા લાગ્યો, તથા કેટલાંક ટીપાં તેના મુખમાં પણ મૂકયાં.

થોડી વારે મોતીબાઇએ સહજ શુદ્ધિમાં આવી પોતાનાં નેત્રો ઉઘાડયાં, અને મૃદુ સ્વરે કહ્યું:-" હું કયાં છું ? "

નરોતમદાસે જવાબ આપ્યો કે:-" તમે સુરક્ષિત સ્થળે છો, હવે કાંઈ ભય નથી. સદ્‌ભાગ્યે હું વખતસર આવી પહોંચ્યો, નહિ તો તમારૂં જે થવાનું હતું, તે થઈ ગયું હોત. પરંતુ અંત સમયે આવી પહોંચી મેં તમારા પ્રાણનું રક્ષણ કર્યું છે. "

નરોતમદાસનો અવાજ સાંભળી મોતીબાઈ ચમકી ઉઠી અને ધ્રૂજતી ધ્રૂજતી ઉભી થઈ એક બાજુ પર ખસી જવા પ્રયત્ન કરવા લાગી. તેની તે મહેનત નિષ્ફળ ગઇ. શક્તિહીન બની ગયેલી તે સહજ પણ આગળ ચાલી શકી નહિ. છેવટે તે પાસે પડેલી એક આરામખુરસી ઉપર બેસી ગઇ, અને કાંઇક બોલવાનો પ્રયત્ન કરવા લાગી. નરોતમદાસે તેને આગળ બોલતાં અટકાવી કહ્યુ-" મોતીબાઈ! સ્ત્રીઓ હંમેશાં વાચાળ હોય છે. આ સમય મ્હારે સ્ત્રીઓની રસિક વાચાળતા સાંભળવાનો નથી, માટે કાંઈ પણ નહિ બોલતાં ગુપચુપ બેસી રહો, અને શું થાય છે, તે જોયા કરો. "

નરોતમદાસનો કઠોર સ્વર સાંભળી મોતીબાઇના મનમાં

ભય ઉત્પન્ન થયો અને એક શબ્દ પણ બોલવાની હીમ્મત ચાલી નહીં.

નરોતમદાસે ડાક્તરના તરફ ફરી કહ્યું:–"ક્રૂરાત્મા ! જો સાંભળ. હું આ ઘરની અંદર એક પત્ર લખીને આવ્યો છું. મેં મારી સ્ત્રીના વિયોગમાં આત્મહત્યા કરવાનો નિશ્ચય કરી એ પત્ર લખેલો છે; જેથી મારી પાછળ કોઇને પણ મારા મૃત્યુના સંબંધમાં દુઃખ સહન કરવાનો સમય આવે નહિ. મારા સ્હામું જો. હું કાંઈ તમારી વાતો સાંભળવા કે તમારી સાથે વાત કરવાને ઈરાદે આવ્યો નહોતો, પણ ગુપ્ત રીતે તમારી વાતો સાંભળીને મને ખરી હકીકત સમજાઇ ગઇ છે. મારાં જ્ઞાનચક્ષુઓ ખુલી ગયાં છે. જે સ્ત્રીનો તેનો સ્વામી આટલો બધો વિશ્વાસ કરતો હતો, તે આટલી બધી કુલટા હશે એવું મારૂં સ્વપ્નમાં પણ ધારવું નહોતું; અને તે પણ કોની સાથે ? સ્વામીના અંતરના બંધુ સમાન પરમ સ્નેહિ સાથે ? એવા નરાધમ–ક્રૂરાત્મા સ્નેહિનું ખૂન કરવામાં આવે તો તે ખૂન કરનારને ફાંસી મળે ? કેવો વિચિત્ર કાયદો છે ! ? કેવું વિચિત્ર ન્યાય બંધન છે ! ?"

વળી કેટલોક સમય મૌન્ય રહી નરોતમદાસે પોતાનું બોલવાનું શરૂ કર્યું–"આ બનેલા બનાવ તરફ જોતાં તેવી કૂટિલ સ્ત્રીના કમબખ્ત અને વિશ્વાસઘાતક યારનું ખૂન કરનાર તે સ્ત્રીના સ્વામીને ફાંસીને લાકડે લટકવાનો સમય આવશે નહિ. પોલિસને તેને માટે પ્રયત્ન કરવાની કે તપાસ કરવાની જરૂર રહેવાનો સમય રહેશે નહિ. જે કારણને અનુ-

સરી તેનો સ્વામી આ મામલાની અંદર નરાધમ વ્યભિચારી મિત્રનું ખૂન કરવા તૈયાર થયો છે, તેજ કારણે ખૂની પોતાની આત્મહત્યા કરવાને પાછો પડશે નહિ—ક્ષણભર પણ વિચાર સુદ્ધાં કરશે નહિ. જેણે પેહેલેથીજ આત્મહત્યા કરવાનો નિર્ણય કર્યો છે, તેને હાથેજ પરમાત્માએ આ નિંદનિય વાતનો અંત આણવાને માટે—તે મહા પાપીને તેના પાપનું ફળ ચખાડવાને માટે—સમય પ્રાપ્ત કરાવ્યો છે.

નરોતમદાસનું ગાંભિર્ય, તેનો દૃઢ સંકલ્પ, તેનાં દૃઢતાના નિશ્ચયથી ભરેલાં વાકયો વિગેરે હીલચાલ સાંભળી ગોકળદાસ અને મોતીબાઈના હોશકોસ ઉડી ગયા. તેઓ પથ્થરની મૂર્ત્તિ સમાન જડવત્ બની ગયાં. તેમનાં શરીરમાંથી ભયને લીધે પરસેવાનાં બિંદુઓ ટપકવા લાગ્યાં.

નરોતમદાસે દાક્તરને ફરીથી બહુજ નમ્રભાવે, નમસ્કાર કરતાં અને તેમની કૃતઘ્નતા માટે શાબાશી આપતાં કહ્યું:— " કવિ કુલાંગાર દાક્તર ગોકળદાસ એમ. ડી મહાશય! યાદ રાખજે કે તું જીવત અવસ્થામાં આ ઘરમાંથી બહાર નિકળી શકે તેમ નથી છતાં તેમ કરવા પ્રયત્ન કરશે તો ફાવી શકશે પણ નહિ."



## પ્રકરણ ૩ જું.



## રમણી કે રાક્ષસી?

કુટિલ કામનીઓની, કુટીલતા નાશ નવ થાએ;
શુશિલા સદ્‌ગુણે રાચી, જીવન દાતા યશો ગાયે.

ડાક્તરનું મુખ મરણ પામવાની ઘડી ઉપર આવી લાગેલા મનુષ્યની માફક તદ્દન બદલાઇ ગયું. તેનો ચ્હેરો સાવ નિસ્તેજ અને ફીકકો પડી ગયો. તેનો કંઠ સૂકાઇ ગયો, અને શરીર મૃતવત્ બનતું ચાલ્યું.

મોતીબાઇનું મુખ પણ તેવુંજ બની ગયું હતું. પવનથી હાલતાં પત્રોની માફક તેની કાયા પણ થરથર કંપતી હતી.

નરોતમદાસે મોતીબાઈના સામે ફરીને કહ્યું:—"તારૂં અનિષ્ટ કરવાનો મારો ઇરાદો નથી. તેં મારૂં કંઈ પણ બગાડ્યું નથી. અમારા બન્ને જણના પ્રાણોની આહૂતિ આ ડાક્તરે પ્રજ્વલિત કરેલા યજ્ઞ કુંડમાં અપાઇ ગયા પછી તારે અહિંથી બહાર જઇ જે કાંઇ કરવાનું હોય તે સુખેથી કરવું. આ પાપાત્માએજ મારી સાથે તારૂં પણ સત્યાનાશ વાળ્યું છે. તારી સામેજ તેને તેનાં કુકર્મોનો બદલો આપવાનો મેં એટલા માટેજ નિશ્ચય કર્યો છે કે, પછીથી કોઇ પણ પ્રકારે ચિંતા કરવાનું કે દુઃખ પામવાનું તારે કારણ રહેશે નહિ. તરતજ તેણે ડાક્તારના તરફ નજર ફેરવી કહ્યું:—"મિત્રવર્ય!

તમે મારી સ્ત્રીને વ્યભિચારીણી બનાવીનેજ અટક્યા નથી, પરંતુ તેને ઝેર આપીને મારી નાંખી છે. ઔષધ સમજી તે તમારા હાથથી આપવામાં આવેલા ઝેરને પી ગઇ છે. તમારી તે મહેનતના મહેનતાણા બદલ તમને યોગ્ય ઇનામ આપવું જોઇએ. તમારી લાયકાત અનુસાર તમને આપવા યોગ્ય દંડ આ પૃથ્વીમાં જે કાંઈ છે, તે હું તમને મારા પોતાના હાથેજ હમણાં આપું છું. તે તમારી કૃતિ અનુસાર જોઇએ તેટલી યોગ્યતાવાળો બદલો આ લોકમાં નહિ હોવાથી તે તમારા મૃત્યુ પછીથી અન્ય સ્થળે–ઇશ્વરને ત્યાં ન્યાયના દરબારમાં–આપવામાં આવશે. ચાલો ! મહેનતનો બદલો મેળ-વવા તૈયાર થાઓ." એ રીતે કહી નરોતમદાસ દાક્તરના હૃદયમાં પિસ્તોલ ભરી ગોળી મારવા તૈયાર થયો.

મોતીબાઇનું ચરિત્ર ગમે તેવું હતું, છતાં તે સ્ત્રી જાત હતી. તેનાથી આ ભયંકર બનાવ જોઇ શકાયો નહિ. તત્કાળ તે પોતે બેઠેલી હતી તે ઠેકાણેથી એકદમ ઉભી થઈ, અને નરોતમદાસની સામે આવી ભયભિત સ્વરે કહેવા લાગી:– "નહિ ! નહિ ! નહિ ! આપ આવું અઘટિત કાર્ય કદાપિ પણ કરશો નહિ."

નરોતમદાસ આથી બહુજ આશ્ચર્ય પામ્યો. તે પોતાની પિસ્તોલ નીચી નમાવી કહેવા લાગ્યો:–" દાકતર ગોકળદાસ ! તમારી કૃતિ અનુસાર તમને કૂતરાં અને શિઆળવાંની પાસે ચીરી ખવરાવવા જોઇએ પણ એકદમ મારી નાંખવા જોઇએ નહિ. પણ તેવી નિર્દયરીતે હું તમને મારીશ નહિ. અંત

સમયે તમે ભગવાનનું નામ દશ વખત સ્મરણ કરશો, કે પછી તરતજ હું ગોળી બાર કરીશ. ચાલો તૈયાર થાઓ." આ રીતે કહી કેટલોક સમય શાન્તપણું ધારણ કરી ફરીથી તેણે દાકતરના હૃદયનું નિશાન તાકી પોતાની પિસ્તોલ તેના સ્હામી ધરી, અને બોલવા લાગ્યો:-

"એક."

દાકતર કાંઈ પણ બોલ્યો નહિ.

"બે."

આ વખતે પણ દાકતરે ઇશ્વરના નામનો ઉચ્ચાર કર્યો નહિ.

"ત્રણ."

આ વખતે દાકતર બહુજ દયામય કંઠે બોલી ઉઠયો:- "દયા કરો! દયા કરો."

"ચાર."

બહુજ દિનતાથી દાકતરે કહ્યું:-"ક્ષમા કરો! ક્ષમા કરો."

"પાંચ."

પાંચનો શબ્દ બહાર નીકળતાની સાથેજ મોતીબાઇ આવી નરોતમદાસના પગમાં પડી, અને કહેવા લાગી:- "શેઠજી! મેં આપનો કાંઇ પણ અપરાધ કર્યો નથી, આપની આવી રીતથી નાહક હું મારી જઇશ."

દાકતર આ વખતે બહુજ કંપવા લાગ્યો.

મોતીબાઇએ વિનંતિ કરતાં કહ્યું:-"મહાશય! આપનાં બન્નેનાં ખૂન માટે [illegible] ને પોલિસ કર્મચારીઓને મારા ઉપરજ શક [illegible]

" સાત "

"મારા ઉપર કૃપા કરો. મેં આપનું શું બગાડ્યું છે ? વિના અપરાધે મારે ફાંસીના લાકડે લટકવાનો સમય આવશે." મોતીબાઇ એ પ્રમાણે કહી બહુજ કાલાવાલા કરવા લાગી.

" આઠ "

મોતીબાઇ આ વખતે ગભરાઈ ગઇ અને બોલી ઉઠી:- "શું તમારા જેવા સમજુ અને વિદ્વાન માણસનો આ ધર્મ છે, કે વિના અપરાધે એક અબળાને આપત્તિમાં નાંખવા તૈયાર થયા છો ?"

" નવ. "

નવનું વાક્ય ઉચ્ચારી નરોતમદાસ મોતીબાઇને બહુજ શાન્તપણે કહેવા લાગ્યો:-"મોતીબાઈ! મારે માટે સહજ પણ કોઇને શંકા ઉપસ્થિત કરવાનું કારણ મળે, એવું હું ચ્હાતો નથી. તમે અમારાંમૃ તશરીરોની પાસે હોવાથી વખતે તમારે વિપત્તિમાં આવી પડવાનો સમય આવે તેમ છે! પણ હું તેને માટે યોગ્ય બંદોબસ્ત કરૂં છું. મારા હાથે લખેલા પત્રની નિચેજ હું લખી જાઉં છું કે, આ ફરાતમાનું ખૂન કરી હું મારા પોતાના હાથે મરી ગયો છું."

"ખરેખર! આપે મારા રક્ષણનો ઉપાય યોજ્યો છે." મોતીબાઇએ બહુજ નમ્ર ભાવે જણાવ્યું.

નરોતમદાસે ડાબે હાથે પિસ્તોલ પકડી ફાક્તારનું બરાબર લક્ષ્ય સાંધી જમણે હાથે ટેબલનું ખાનું ઉઘાડ્યું, અને

તેમાંથી કલમ કાઢી પોતાના હાથમાં લીધી.

આ સમયનો લાભ સાધી ડાકતર અને મોતીબાઇને એક નજર કરવાનો સમય મળ્યો. તેમણે સમય સાધી લેવા એક બીજાને ઇશારો કર્યો.

નરોતમદાસે લખવા માટે પોતાનું માથું નીચું નમાવ્યું, કે તરતજ મોતીબાઇએ પોતે પેહેરેલી સાડી કાઢી નરોતમદાસના માથા ઉપર નાંખી દીધી, અને બન્ને જણે થઇ બળપૂર્વક ઘસડી પૃથ્વીપર પાડયો. પછી તરતજ કૃતઘ્ની ગોકળદાસ ફાળ મારીને નરોતમદાસની છાતી ઉપર ચઢી બેઠો, અને તેના ગળાને બહુજ જોરથી દાબી દીધું એટલુંજ નહિ પણ પોતાનાથી બનતા જોર વડે તે વધુને વધુ દબાવતો ગયો. ક્ષણે ક્ષણે નરોતમદાસનો દેહ શિથિલ બની અંત સમયનાં તરફડીઆં મારવા લાગ્યો.

નરોતમદાસને આવી રીતે મોતની અણી ઉપર પહોંચેલો જોઇ મોતીબાઇએ હફાંતાં હાંફતાં કહ્યું:—"બસ! પતી રહ્યું."

ગોકળદાસ નરોતમદાસની છાતી ઉપરથી ઉઠી ગયો, અને શરીરે વળેલો પરસેવો લૂછતાં લૂછતાં બોલ્યો:—"ચાલો એક પિડા તો પતી ગઈ."

થોડો વખત તેઓ બન્ને એક બીજાના સામું જોઇ રહ્યાં. આખરે મોતીબાઇએ ગોકળદાસને પૂછ્યું.—"હવે આનું કેમ કરશો?"

"એનું ગમે તેમ થાય, પરંતુ મારે તો હવે અહીંથી જલદી ઘર તરફ ચાલ્યા જવું જોઇએ" ડાકતરે દમ લેતાં જણાવ્યું.

"અને મારે ?"

"તું પણ તારા ઘરમાં જઇને છાનીમાની સૂઇ રહે."

"અને આ ?"

"એને એમજ રહેવા દે, એની પોતાની ચીઠીથી સહુ કોઇને સમજાશે કે એણે પોતાના હાથેજ આત્મહત્યા કરી છે."

"પણ આ ગળાના ડાઘ દેખાય છે તેનું કેમ ?"

"એ તેં ઠીક કહ્યું ! મારા મનમાં તો એ વાતજ નહોતી આવ, ત્યારે આપણે એને આ પલંગ ઉપર સૂવાડી દઇએ, અને પલંગની છત્રી સાથે દોરી બાંધી તેના ગળે લગાડી દઇએ, કે જેથી સહુ કોઇને એમ સમજવાનું કારણ મળશે કે તેણે પોતાને હાથેજ ગળે ફાંસો ઘાલી પ્રાણ ત્યાગ કર્યો છે ! ચાલ પકડ."

મોતીબાઈ આ પ્રમાણેનું ભયંકર કાર્ય કરવા એકદમ આગળ આવી શકી નહિ. તેના પગ પાછા પડવા લાગ્યા. આથી ગોકળદાસના ક્રોધની સીમા રહી નહિ તેણે મોતીબાઈને કહ્યું:—"ચાલ, ચાલ ! જલદી ચાલ ! પળવાર પણ વિલંબ કરીશ તો બન્ને જણને પકડાઇ જવાનો વખત આવશે, અને નાહક ફાંસીને લાકડે ચડવાનું થશે."

કાંઈ પણ ઉત્તર નહિ આપતાં ભયની મારી મોતીબાઇએ નરોતમદાસના પગ ઉંચકયા અને દાકતરે તેનું માથું પકડયું. બન્ને જણાંએ ઉંચકી નરોતમદાસના શરીરને પલંગ પર નાંખ્યું અને તરતજ દાકતરે નરોતમદાસના ગળાની અંદર એક દોરી ભેરવી દીધી.

મોતીબાઈ કાઢી નાંખેલી સાડી ફરીથી પેહેરતાં બોલી:–"ડાકતર હવે તમે ચુપચુપ કોઇ ના જાણે તેમ પહેલા બહાર જતા રહો, પછી હું અંદરથી જીનાનું બારણું બંધ કરી બહાર નિકળી જાઉં છું."

"બહુ સારૂ! એમ કરવાથી સઘળાંના ધ્યાનમાં એમજ આવશે, કે આત્મહત્યા કરવાને માટેજ તેણે આ દરવાજો બંધ કર્યો હશે. આજ રાત્રે તો કોઈના જાણુવામાં આવશે નહિ, પરંતુ કાલે સવારે શોધ થશે. તેથી કોઇને આપણા ઉપર વહેમ લાવવાનું કારણુ મળશે નહિ." ડાકતરે આનંદ પામતાં કહ્યું.

આ પ્રમાણે કહી ગોકળદાસ જલદીથી બહાર નીકળી ગયો. પછી ચારે તરફ દ્રષ્ટિ ફેરવી, પણુ ત્યાં કોઇ જોવામાં આવ્યું નહિ; એટલે તત્કાળ તે ઉતાવળો ઉતાવળો છ પાંચ ગણી ગયો. મોતીબાઇ પણુ અંદરથી ગુપચુપ જીનાનું બારણું બંધ કરી, બહાર નિકળી પોતાના ઘરમાં જઇ છાનીમાની સૂઈ ગઇ.



## પ્રકરણુ ૪ થું.



### નરોતમદાસના શબનું ગુમ થવું.

લોભી મરતા લાલચે, ધૂર્ત ધૂતવા ચ્હાય;
શઠને શઠ આવી મળે, એ કુદરતનો ન્યાય.

નરોતમદાસ જાણુતો હતો, કે પોતાની પત્નીએ આત્મ-હત્યા કરી છે. તેણે પોતાને હાથેજ ઝેરની શીશી પોતાના

સુમમાં રેહી ગીની છે. એવી તેની ખાત્રી થયેલી હતી, તેથી તેણે તેના મૃત્યુના સમાચાર પોલિસ અમલદારોને મોકલાવી આપ્યા હતા.

સવારમાં મણિબાઈનું મૃત્યુ થયું હતું અને સંધ્યાકાળ સમએ પ્રથમ જણાવી ગયા તે પ્રમાણે નરોતમદાસના ખૂનનો પ્રકાર બનવા પામ્યો હતો. પોલિસને આ બાબતની કાંઈ પણ ખબર નહોતી. રાત્રીના દશ વાગતાના સુમારે નરોતમદાસે આપેલી ખબર મુજબ પોલિસ ઇન્સ્પેકટર મણિબાઇના મૃત્યુની તપાસ કરવા આવ્યો.

નરોતમદાસ જ્ઞાતે શ્રીમાળી વણિક હતો. તે કેટલાક વર્ષ થયાં કાઠીયાવાડમાંથી વેપાર કરવાને અર્થે ગુજરાતના પાટનગર અમદાવાદમાં આવી રહેલો હતો. અમદાવાદ વેપારનું મુખ્ય સ્થળ હોવાથી અત્રે તેણે સારા પૈસા મેળવ્યા હતા. આજ કાલ અમદાવાદના શ્રીમંતોમાં પણ તેનું નામ સારી ખ્યાતિ પામેલું હતું. પૈસો સારો પેદા કરેલો હોવાથી તેણે એક વિશાળ પણ વિદેશિય ફૅશનનો એક માળનો બંગલો શેહેર બહાર બંધાવ્યો હતો. શેહેરમાં પણ તેનું મકાન બહુ મૂલ્યવાન હતું. તે બહાર રહેવા કરતાં શેહેરમાંજ રહેવાનું ઘણું ખરૂં પસંદ કરતો હતો. નરોતમદાસ અને તેની સ્ત્રી મણિબાઈ બન્ને એકલાંજ હતાં. તેમને પેટે કાંઈ પણ પુત્ર કે પુત્રીનું સંતાન હતું નહિ. ઘરમાં ફક્ત એકજ કામ કરનારી દાસી રાખવામાં આવી હતી. તે સિવાય ઘર આગળ એક ભૈયો રાખવામાં આવેલો હતો. મણિબાઈ જાતે રસોઇ

કરવાનું કાર્ય કરતી હોવાથી રસોઇયો રાખવામાં આવેલો નહોતો. મણિબાઇને શિક્ષણ આપવાને માટે અને તેને સર્વદા આનંદ મળે તેને સારૂ એક મોતીબાઇ કરીને પચીસેક વર્ષની બાળવિધવા બાઇને મહેતી તરીકે રાખવામાં આવી હતી.

ઇન્સ્પેક્ટરે આવીને તપાસ કરી તો તેની દાસી સિવાય ઘરમાં કોઇ પણ બીજું માણસ તેના જોવામાં આવ્યું નહિ. નરોતમદાસના માટે તપાસ કરી તો તેનો પણ પત્તો મળ્યો નહિ. મોતીબાઇ કોઇ પણ રોગથી રીબાતી હોય તેવી રીતે પોતાના સૂવાના સ્થળે પડી રહેલી હતી. દ્વાર ઉપર રેહેનારો પેહેરેગીર નરોતમદાસના સંબંધીઓને તેની સ્ત્રીના મરી ગયાના સમાચાર આપવા બહારગામ ગયેલો હતો.

ઇન્સ્પેક્ટર નરોતમદાસને તથા તેના ભાઇબંધ દાકતર ગોકળદાસને બહુ સારી રીતે ઓળખતો હતો. નરોતમદાસ સાથે દાકતર ગોકળદાસને બહુજ સારી મિત્રાચારી છે તે તેના સમજવામાં હતું. ગોકળદાસનું ઘર નરોતમદાસના ઘરથી બહુ દૂર નહોતું. તેથી તરતજ ઇન્સ્પેક્ટરે દાકતરને બોલાવવા માટે પોતાના એક પોલિસ કોનસ્ટેબલને મોકલ્યો. પછી તેણે દાસીને બોલાવીને પૂછ્યું:–“ બાઇ ! નરોતમદાસ શેઠ ક્યાં ગયા છે તે તને માલુમ છે ? ”

“ ના સાહેબ ! શેઠ ક્યાં ગયા છે તેની મને ખબર નથી, પરંતુ તેમનું બેસવાનું દિવાનખાનું આજે અંદરથી બંધ છે એટલું હું જાણું છું. ”

“ ઠીક ! ત્યારે તો તેઓ અંદરજ હશે ! વખતે ઉંઘી

ગયા હશે. તેમનું દિવાનખાનું ક્યાં આગળ છે ?”

દાસીએ દિવાનખાના તરફ જવાનો માર્ગ દેખાડી દીધો એટલે ઇન્સ્પેક્ટર એકલો ઘરની અંદર ગયો, અને દિવાનખાનાનાં દ્વારને વારંવાર જોરથી ખખડાવવા લાગ્યો; પરંતુ અંદરની બાજુએથી કાંઇ પણ ઉત્તર મળ્યો નહિ. તેણે અનુમાન કર્યું કે “પોતાની સ્ત્રીના મૃત્યુના અસહ્ય શોકને લીધે નરોતમદાસે પણ આત્મહત્યા કરેલી હોવી જોઇએ.”

“કેમ બાઇ ! નરોતમદાસને તેમની સ્ત્રી બહુજ વ્હાલી હતીને ? તે બન્નેમાં કેવો મેળ હતો ?” તેણે દાસીને પૂછ્યું.

“બહુજ સારો ! એવું પ્રેમી જોડું તો મેં મારી આટલી ઉમ્મરમાં કોઇ પણ ઠેકાણે જોયું નથી.”

“તેમની સ્ત્રીના મુઆ પછી તેઓ કાંઈ બોલ્યા હતા કે ?”

“હા ! હવે મારે જીવીને શું કરવું છે ?” એમ તેઓ બોલતા હતા.

“ચોક્કસ ! ત્યારે તો તેમણે આત્મઘાત કરેલો.”

આ વખતે ઇન્સ્પેક્ટરની પાસે કોઇ પણ પોલિસ કે અન્ય મનુષ્ય હાજર નહોતો, કે જેને તેઓ દિવાનખાનાનાં દ્વાર તોડી પાડવાની આજ્ઞા આપે; તેથી તે દાક્તર ગોકળદાસના આવવાની રાહ જોતો ઉભો રહ્યો.

પછી થોડાક વખતમાં ગોકળદાસ ત્યાં આવી હાજર થયો. તેની સાથે હાથ મેળવતાં ઇન્સ્પેક્ટરે પૂછ્યું:—“કેમ સાહેબ ! આપને અને નરોતમદાસને બહુજ ગાઢો સ્નેહ છે ખરૂંને ?”

"હાજી! નરોતમદાસ મારા અંગત મિત્ર છે, તેઓ મ્હારા પ્રત્યે બહુજ સારો બંધુભાવ રાખે છે."

"તેઓ ઘેર નથી; છતાં તેમને બેસવાના દિવાનખાનાને અંદરથી બંધ કરવામાં આવેલું હોય તેમ દેખાય છે. તે ઉઘાડવાને માટે મેં અનેકવાર બારણાંને હડસેલ્યાં, ખખડાવ્યાં, પણ અંદરથી કાંઇજ જવાબ મળતો નથી. આપની ધારણા શું છે? આપનું હૃદય શું કહે છે? તેઓ સ્ત્રીના શોકને લઇને આત્મહત્યા તો કરે નહિને?"

ડાકતર કેટલીકવાર વિચાર કરી બોલ્યો—"એમાં ના કહેવાય નહિ. તેઓ પોતાની સ્ત્રીને બહુજ ચહાતા હતા. જો તેમ હોય તો આપે તેને માટે શું વિચાર કર્યો છે? મને લાગે છે કે તેઓ આ ઘરમાંજ હોવા જોઇએ! વખતે આત્મહત્યા પણ કરી હોય."

"એમ શી રીતે કહી શકાય."

"હું પણ આપને તે બાબતમાં કાંઇ નિશ્ચયપૂર્વક કહી શકતો નથી."

"કેમ નક્કી કહી શકતા નથી? આપનો શો અભિપ્રાય છે?"

"મારા અભિપ્રાય પ્રમાણે તો બારણાં ભાગી અંદર પેસવું જોઇએ."

"આપને જેમ સારૂ લાગે તેમ કરીએ."

"આપ અધિકારી છો, આપની ઇચ્છામાં આવે તેવી પાસ કરવાને માટે મૂખત્યાર છો."

તરતજ ઈન્સ્પેક્ટરે પાસે ઉભેલા પોલિસના સિપાઇને દિવાનખાનાંનાં બારણું તોડી નાંખવાનો હુકમ આપ્યો એટલામાં સબ ઈન્સ્પેક્ટર અને કેટલાક પોલિસના સિપાઇઓ આવી પહોંચ્યા, અને ઇન્સ્પેકટરની આજ્ઞાનુસાર બારણા પર લોઢાના ઘાણોના પ્રહાર પડવા લાગ્યા. જોતજોતામાં બારણાનો ભાગીને ભૂકો કરી નાંખવામાં આવ્યો.

દિવાનખાનાની અંદર તદ્દન અંધારૂં હતું; તેથી અંદર શું છે, તે દેખી શકાય તેમ નહોતું. બધા માણસો બહાર ઉભા રહી નરોતમદાસના નામની બૂમો મારવા લાગ્યા.

ઈન્સ્પેકટરે બત્તી લાવવાનો હુકમ કર્યો. તરતજ બત્તી લાવવામાં આવી, અને સઘળા માણસો દિવાનખાનાની અંદર પેઠા. દાકતર પણ સઘળા મનુષ્યોની પાછળ પાછળ પોતાનું હૃદય વજ્ર સમાન કઠણ રાખી અંદર ગયો. આવી રીતની મનોભાવનાને છુપાવવાની શક્તિ કુદરતમા દાકતર સિવાય કોઈનામાં નહોતી.

દાકતર અંદર પેઠો ખરો, પરંતુ અંદરનો બનાવ જોતાંજ તેનું હૃદય ધબકવા લાગ્યું. તે વારંવાર નિ:શ્વાસ મૂકવા લાગ્યો. પાસે પડેલી એક ખુરસી ખેંચી તે તેના આધારેજ હીમ્મત રાખી ઉભો રહ્યો. ઘરમાં ચારે તરફ નજર ફેરવી પણ કાંઈ જોવામાં આવ્યું નહિ. પૈસા આદિક જે જ્યાં હતું તે ત્યાંનું ત્યાંજ પડેલું હતું. કોઇ પણ તેને અડકયું હોય એવું દેખાયું નહિ. પરંતુ એ ક્યાં ? કયાં ગયો હશે ? કોણ લઇ ગયું હશે ? એજ વિચારો તેના મનને ડોલાવવા લાગ્યા.

જે સ્થળે નરોતમદાસના મૃતશરીરને તેણે તથા મોતીબાઈ બન્નેએ મળીને મૂકેલું હતું, તે સ્થળે તે જોવામાં આવ્યું નહિ એટલે તેને વિચાર આવવા લાગ્યા કે " તેને કોઈ લઈ ગયું કે શું ? કોણ લઈ ગયું ? ક્યાં ગયું ? તેનું કાંઇ પણ ચિન્હ જોવામાં કેમ આવતું નથી ? "

પોલિસના માણસો આખું ઘર શોધી વળ્યા, છતાં કાંઇજ પત્તો લાગ્યો નહિ. આખરે સઘળા બહાર આવ્યા; દાક્તર પણ તેમની પાછળ પાછળ બહારના ખંડમાં આવ્યો. આ વખતે તેના મનની સ્થીતિ એવી તો વિચિત્ર બની ગઈ હતી કે, તેનુ વર્ણન કરી શકાય તેમ નહોતું.

કોણ મૃતદેહને ઉપાડી ગયું ? મૃતશરીર ક્યાં ઉડી ગયું? મોતીબાઇ અવશ્ય આ સંબંધમાં કાંઈ પણ જાણતી હોવી જોઇએ, વિગેરે વિચારોથી દાક્તરનું ભેજું ભમી ગયું. તે મોતીબાઇને મળવાને બહુજ અધિરો બન્યો. તેના સંબંધમાં દાસીને પૂછતાં જવાબ મળ્યો કે, તેનું શરીર સારૂં નહિ હોવાથી તે સૂઈ રહેલી છે. તે પિડાય છે, તેથી તેને જોવી જોઇએ એમ તેણે નિશ્ચય કર્યો. તેણે ઇન્સ્પેકટર પાસે મોતીબાઇને જોવા જવાની પરવાનગી માગી. પોતે દાક્તર હોવાથી પરવાનગી મળતાં વાર લાગી નહિ. તરતજ મોતીબાઈ જે ઘરની અંદર સૂઇ રહેલી હતી ત્યાં તે ગયો, અને તેના શરીરપર હાથ ફેરવ્યો.

આ શું ! આને તો ભયાનક જ્વર આવ્યો છે ! આની શરીર પ્રકૃતિ તદ્દન બદલાઇ ગઇ છે ! આ તો આકાશ તરફ

દૃષ્ટિ કરી રહી છે! દાંત કડકડ કડકડ વિચિત્ર પ્રકારનો અવાજ કરે છે! નેત્રો ફરે છે! શુન્ય દૃષ્ટિથી ઘરમાં ચારે તરફ જુએ છે! ડાક્તર આશ્ચર્ય પામતો તેની સ્હામેજ ઉભો રહ્યો. એટલામાં મોતીબાઇએ ડાક્તરના સ્હામે નજર કરી. આ પ્રમાણે શૂન્ય દૃષ્ટિએ સ્હામું જોઈ રહેલી હોવા છતાં તે ડાક્તરને ઓળખી શકી નહિ.

તેની આવી દુ:ખદ અવસ્થા જોઇને ગોકળદાસ પોતાના મનમાં બહુજ દુ:ખી થયો. તે પોતાના મનમાંજ બોલવા લાગ્યો–" અબળા હોવા છતાં સબળાનું સ્વરૂપ બતાવતાં તેની આવી સ્થીતિ થઈ છે–તેને લીધેજ આ અતિશય પીડા ઉત્પન્ન થઇ છે. એને કયાં ખબર છે કે, નરોતમદાસે લખેલી ચીઠ્ઠીથીજ સ્પષ્ટ જણાઇ આવે તેમ છે કે, તે પોતે પોતાના હાથેજ ગળે ફાંસો ખાઇને મરી ગયો છે. વખતે સ્ત્રીબુદ્ધિ હોવાથી ભયની મારી તેણે નરોતમદાસના મૃતશરીરને કયાંઈ છૂપાવી દીધું તો નહિ હોય? મને લાગે છે કે એજ ભય અને શ્રમથી આને આ અસાધ્ય જ્વર ઉત્પન્ન થયો હશે. કેવી ભયંકર સ્થીતિમાં આવી પડી છે? પરંતુ એક રીતે એ પણ ઠીક થયું છે. કારણ કે પોલિસ લોકો આની પાસે જુલમ કરીને અગર તો ભય બતાવીને કાંઇ પણ કબૂલ કરાવી શકશે નહિ. પોલિસની પીડા કાંઇ ઓછી છે? તેનું ચાલે તો તે ગુન્હો કબૂલ કરાવવા ગમે તેવો અખત્યાર ગુપ્ત રીતે વાપરી શકે છે. એક ટીકીટ મળવાની આશાએ ખરા આરોપીને બદલે નિર્દોષીને કોર્ટ સન્મુખ ઉભો કરી કબૂલાત કરાવે છે, ખોટા સાક્ષીઓ

ઉભા કરે છે, અને મામલો પાર ઉતારે છે. માત્ર ભય રાખ-વાનું કારણ એટલુંજ છે કે, વખતે આ બેભાન અવસ્થામાં પણ જો તે સઘળું કબૂલ કરી જાય, તો હાની થવાનો સંભવ છે. પણ કાંઇ હરકત નહિ; એને તો પહોંચીશ. એને અતિ-શય જ્વર આવવાથી સન્નિપાતનો ચાળો ઉપડયો છે, અને તે બેભાનમાં ગમે તેમ બકે છે; એમ સરકારી દાક્તરો પાસે પણ લાગવગ લગાડી કબૂલ કરાવીશ. પરંતુ એટલું તો પહેલાં ખાસ કરવા જેવું છે કે, આની પાસે કોઇ આવી શકે નહિ.”

એ પ્રમાણે પોતાના મનમાં નિશ્ચય કરી દાકતર ગોકુ-ળદાસ નિચેની બાજુએ જ્યાં પોલિસ ઇન્સ્પેકટર અને તેના અનુયાયીઓ બેઠા હતા, ત્યાં આવ્યો. આ વખતે નરોતમદા-સનાં કેટલાંક સગાં વ્હાલાં અને સ્નેહ ધરાવનારાં પણ આવી બેઠાં હતાં. સરકારી દાકતરને ખબર આપવાથી તે પણ આવી પહોંચ્યા હતા.

દાકતરે ઇન્સ્પેકટરની પાસે આવીને મોતીબાઇ જ્વરને લીધે અતિશય બેભાન છે, અને બીજા કોઇપણ મનુષ્યની ખબર મળી શકતી નથી, તેમ ખબર મેળવવાનો બીજો કોઇ ઉપાય પણ નથી. દાસી જે જાણતી હતી તે તેણે જણાવ્યું છે; તેથી વધુ હકીકત આપી શકતી નથી. ભૈયો હંમેશાં બહા-રજ બેસી રહે છે, અને તેને ઘરમાં આવવાનો હુકમ પણ નથી, એટલે તે કાંઇ જણાવી શકતો નથી વિગેરે હકીકત ઇન્સ્પેકટરને જણાવી.

સરકારી દાકતરે મણિબાઇના મૃત–શરીરની તપાસ કરી

જણાવ્યું કે, રોગની અસાધ્ય પીડાને લીધે આ બાઇએ ઝેર ખાઇને આત્મઘાત કર્યો છે. નરોતમદાસનાં સગાં સંબંધીઓનો અનિવાર્ય આગ્રહ અને આજીજી લક્ષમાં લેઇ ઇન્સ્પેક્ટરે પંચાતનામું કરી બાઇને જલદીથી બાળી મુકવાની પરવાનગી આપી; અને આત્મઘાત કર્યો છે એવી મતલબની આજુબાજુનાઓની જુબાનીઓ નોંધી લીધી.

સઘળાંની ખાત્રી થઇ, કે મણિબાઇએ આત્મહત્યા કરી છે, અને નરોતમદાસ સ્ત્રીના અસહ્ય વિરહને લીધે વેરાગી થઇ ગમે ત્યાં ચાલ્યો ગયો છે.

ઇન્સ્પેકટર અને સઘળા પોલિસના માણસો ત્યાંથી ચાલ્યા ગયા. દાક્તર ગોકળદાસ પણ હાલ તો બચ્યા છીએ, એમ વિચાર કરતો કરતો પોતાને ઘેર ગયો; પરંતુ તેના હૃદયમાં પાપના વિચારો વારંવાર ઉપસ્થિત થવા લાગ્યા, અને તે તેના મનને પ્રજાળવા લાગ્યા. જગતમાં પાપ સમાન પાપી માણસોને અન્ય દુઃખ નથી.

દાક્તરના મનમાં ખાત્રી હતી કે મોતીબાઇએ નરોતમદાસના મૃતદેહને ગમે ત્યાં છૂપાવી દીધો છે; પરંતુ તેમ કરવાનું તેને શું કારણ હશે તે કાંઇ પણ તેનાથી સમજાયું નહિ. નરોતમદાસના હાથનોજ લખેલો પત્ર હોવાથી સહુ કોઇના સમજવામાં આવે તેમ હતું, કે તેણે આત્મહત્યા કરી છે. તો પછી તને તેમ કરવાનું કારણ શું હશે ? ઠીક ! પરંતુ મોતીબાઇ બીજી સામા[illegible] જેવી સ્ત્રી નથી. એક વખત નરોતમદાસે તેનો જીવ બચાવ્યો હતો, છતાં તેનો સહજ

પણ વિચાર તે નહિ કરતાં ઉલટું તેનુંજ ખૂન કરવામાં તેણે મને મદદ કરી હતી; પણ મારા ધારવા પ્રમાણે તેમાં તેનો કાંઇ પણ ઉંડો ભેદ હોવો જોઇએ. અવસ્ય આવી રીતે કરીને તે મને પોતાના હાથમાં રમકડાની પેઠે રમાડવા ધારતી હોવી જોઇએ; નહિ તો તે આમ કરેજ નહિ! જ્યાં સુધી એ પિશાચિની જીવતી હશે, ત્યાં સુધી મારે નિશ્ચિંતતાથી બેસવા વખત આવશે નહિ.

આ પ્રમાણે વિચાર કરવામાં સઘળી રાત્રી વહી ગઇ. તે રાત્રે દાક્તરને સહજ પણ નિદ્રા આવી નહિ. પોતાની ચારે તરફ ભયનું વાદળ ઘેરાયલું હોય તેવા ભણકારા વાગવા લાગ્યા. અનિષ્ટકારક દેખાવો આંખ સામે તરી આવવા લાગ્યા. અત્યાર સુધીમાં કરેલાં પાપોનું એક પછી એક તેને સ્મરણ થવા લાગ્યું. ' મોતીબાઇ! મોતીબાઇ! મોતીબાઇ! તું મારા સર્વસ્વનો સંહાર કરશે. " એજ વિચારોએ તેનું મન વાયરે ચઢાવ્યું. વળી તેને વિચાર આવ્યો કે–" તે મને શું કરી શકે તેમ છે? મારે તેનો ભય રાખવાનું શું કારણ છે? તેને જ્વર વિકાર થયો છે! અવસ્ય તે રોગથી તેનું મૃત્યુ થશે. તેને બચવાનો કાંઇ પણ ઉપાય હવે રહ્યો નથી તેમ તેની કોઇ પણ રીતે બચવાની આશા રાખી શકાય તેમ પણ નથી."

આખી રાત્રી આ પ્રમાણે ખુલ્લી આંખે નિર્ગમન કરી પ્રાત:કાળનો સમય થતાંજ દાક્તર ગોકળદાસ પોતાના દવાખાનાવાળા મકાનમાં આવ્યો. ખુરસીપર બેસતાંજ ટેબલપર રાખવામાં આવેલી સ્લેટ ઉપર તેની દૃષ્ટિ પડી. પોતાને બોલા-

વવા આવનાર માણુસે સ્લેટ ઉપર કાંઇક લખેલું હોય એવું તેના જોવામાં આવ્યું. સ્લેટ પર લખેલા શબ્દો વાંચતાંજ જેમ સ્હામે આવતા સર્પને જોઇ ભય ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે દાક્તરના મનમાં ભયનો સંચાર થયો. કેટલીકવારસુધી તે એકી દૃષ્ટે સ્લેટ સ્હામેજ જોઇ રહ્યો. સ્લેટમાં નીચેના શબ્દો લખેલા તેના જોવામાં આવ્યા.

" નરોતમદાસ—રાયપુર ગેટ આગળ. "

શબ્દો વાંચતાની સાથેજ દાક્તરે પોતાના કમ્પાઉન્ડરને બોલાવ્યો, અને પૂછ્યું—" આ કોણ લખી ગયું છે ? "

" આપ સૂઇ રહ્યા હતા, તે વખતે એક માણસ આવેલો હતો; તેણે કહ્યું છે કે દાક્તર ઉઠે કે તરતજ મારા ઘર આગળ મોકલી આપો. "

" તે કોણ હતું ? તેનું નામ શું ? "

" તે હું જાણતો નથી, તેમ પૂછ્યું પણ નથી. આ સ્લેટમાં તે પોતાનું નામ ઠામ લખી ગયા છે. "

દાક્તરના મુંખમાંથી આ વખતે એક વિસ્મય પમાડે તેવો આર્ત્તનાદ નિકળી ગયો, પરંતુ બીજીજ પળે એકદમ પોતે સાવધ બની ગયો, અને વિચારવા લાગ્યો; " શું મૃત નરોતમદાસ તો ફરીને નહિ આવ્યો હોય ? પણ એ આવે, એમ કેવી રીતે માની શકાય ? શું તે મને મારા પાપનો બદલો આપવાને આવ્યો હશે ? "

" પાપીઓને સઘળી દિશાઓ ભય ભરેલી દેખાય છે. "



## પ્રકરણ ૫ મું.



### પાપીઓનું પાપમય હૃદય.

ગુપ્ત રાખવા કારણે, જન મન ઘડતા ઘાટ;
મળે પરીક્ષક મહત્ તો, પળમાં પકડે વાત.

બહુ વખત પર્યંત ગોકળદાસ આમ તેમ ફરતો વિચાર કરતો પુનઃ પોતાના મનનેજ પૂછવા લાગ્યો. "ત્યારે શું ખરેખર નરોતમદાસ હજી જીવતોજ હશે? તે વખતે તેને મૃત્યુ નહિ થયું હોય? શું સમય મળતાં તે સંતાઇ જઇ પાછળથી પલાયન કરી ગયો હશે?" વળી ઘણી વખત વિચાર કરી તેણે નિશ્ચય કર્યો કે–"ગમે તેમ હોય, પરંતુ તેને ઘેર તો અવસ્ય જવુંજ જોઇએ! ભય પામી ત્યાં નહિ જવાથી ઉલટો વિપત્તિમાં વધારો થશે. વિપત્તિના સમયમાં પણ સાહસ અને ધૈર્યનું અવલંબન કરવું, એજ મહાન્ પુરૂષોનું વચન છે."

"કરવું પછી ડરવું નહિ, ડરવું કદી કરવું નહિ;
દિન એક આખર નિર્મિયો, કરવા પછી ડરવું નહિ."

જે પુરૂષ વિપત્તિમાં પણ પોતાના સ્વરૂપને છોડતા નથી તે પુરૂષનેજ ધન્ય છે.

(તો પછી)–હાથે કરીને હામ શાને, હારવી હૈયા થકી;
બસ! શું કરનાર છે કોઈ, જોઉછું હમણાં જઇ.

નથી મુદ્દા માલ કાંઈ, મારવાનો મળી ગયો;
શું કોઇએ જાણ્યું અદ્યાપિ, મૂવેલો જીવતો થયો ?
જોઉં છું શું જંગ છે, હું ઢંગ તેવા ત્યાં કરૂં;
રંગની રંગત નિહાળી; ઘાટ તેવા આદરૂં.

" જોઉં છું! જોઉં છું! કે મસાણે ગયેલાં મુડદાં કેવાં પાછાં આવે છે? કદાપિ જીવતો હશે તો પણ શું થયું? હું પણ લુચ્ચાઓનો સરદાર છું. એના જેવા હજારોને ભુ પીતા કર્યા છે, તો પછી એના તે શું ભાર છે? શું એ મને આંજીજશે ? "

દાક્તર ગોકળદાસ એ પ્રમાણે પોતાના મન સાથે દ્રઢ નિશ્ચય કરી તરતજ માથે ટેબલપર પડેલી હંગેરીયન કેપ પહેરી હાથમાં સુંદીર સ્ટીક ઝાલી પોતાના પાપને કોઇ પિછાને નહિ, તેવી રીતે રોફમાં ને રોફમાં નરોતમદાસના ઘર તરફ ગયો. ત્યાં જઇ જોયું તો તે સ્થળે નરોતમદાસને બદલે અન્ય નરોતમદાસજ ઉભેલો તેના જોવામાં આવ્યો.

અન્ય વ્યકિતને જોઇ દાકતરના મનમાં કેટલોક આરામ થયો અને તેથી તેના હૃદયમાં અધિક બળનો સંચાર થયો.

તેને પૂછતાં માલમ પડયું કે, તે નરોતમદાસનો ન્હાનો ભાઇ હતો. તેનું નામ જગન્નાથ હતું.

પોતે નાહક ભય પામ્યો, તેથી દાકતરના મનમાં સહજ લજ્યા ઉત્પન્ન થઈ. હીમ્મત ધરી જગન્નાથની સાથે હાથ મેળવતાં તેને કહેવા લાગ્યો–" શું આપે મને અહીં આવવાને માટે લખેલું હતું ? "

"હા! મારા સાંભળવામાં આવ્યું છે, કે આપ મારા મોટાભાઇના અંગત સ્નેહી છો, તેથીજ આપને અહિં સુધી આવવાની તસ્દી આપી છે. શું હકીકત છે તે સમજાવશો તો આપનો આભાર થશે. મોટાભાઇ ક્યાં ગયા છે? મ્હારાં ભાભીએ આત્મહત્યા કરી છે એ શું ખરી વાત છે? મેં મોટાભાઇના સઘળા કાગળ પત્રો તપાસ્યા છે, તે જોતાં ભાઇનું શું થયું છે, તે કહી શકાય તેમ નથી. તેઓએ પણ આત્મહત્યા કરી છે, અગર તો તેઓને કોઇએ મારી નાંખ્યા છે એમ જણાય છે. શું તેઓ પણ હયાત નથી?"

દાકતરે કાંઇ પણ ઉત્તર નહિ આપતાં નીચું જોયું, કે જેથી હા અને ના નો પ્રત્યુત્તર સમજી શકાય. પોતે કાંઇપણ ઉત્તર નહિ આપવાથી વિશેષ પૂછવાનું કારણ રહેશે નહિ, એ તે સમજતો હતો.

ગોકળદાસને નિરૂત્તર નિહાળી જગન્નાથે ફરીથી જણાવ્યું:—"મને લાગે છે કે આપને ખબર તો હશેજ કે મને અને આપને મોટાભાઇએ તેમની મિલકતના એકઝીક્યુટર (વ્યવસ્થાપક) નિમ્યા છે?"

ગોકળદાસ આ હકીકત બીલકુલ જાણતો નહોતો. ફક્ત એટલુંજ તેના સમજવામાં હતું, કે નરોતમદાસનો પોતાના ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે.

જગન્નાથે આગળ બોલવાનું શરૂ કર્યું—"દાકતર! તેઓએ પોતાની સઘળી મિલકતનાં વારસ પોતાનાં પત્નીને બનાવ્યાં છે. સ્ત્રીના મર્યા પછી કદાપિ સંતાન ના હોય, તો સઘળી સંપ-

ત્તિના સ્વતંત્ર માલિક તરીકે તમને અને મને હક્કદાર ઠરાવ્યા છે. જો કે હવે ભાભી મરી ગયાં છે, અને ભાઇનો પત્તો નથી, અગર તો માર્યો ગયા હશે એટલે હવે તેમની સઘળી સંપત્તિ હાલ તો આપણીજ થઇ છે."

અત્યાર સુધી ગોકળદાસ ચુપ થઇ ઉભો રહ્યો હતો. પણ હવે તેની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. હવે તેનામાં બોલવાની હીમ્મત આવી હતી, તેથી તેણે જગન્નાથને પૂછ્યું:–
"ત્યારે હવે મારે શું કરવાનું છે તે જણાવો?"

"પ્રથમ તો ભાઇને શોધવાને માટે પ્રયત્ન કરવાનો છે."

"તેમને શોધી કાઢવા?" દાક્તરે પૂછ્યું.

"હા! જીવતા કે મરેલા, તેમને શોધી કાઢી બહાર લાવવા જોઇએજ. જે તેમને શોધી કાઢશે, તેને હું બહુજ મ્હોટી રકમનું ઇનામ આપીશ. એ હકીકત પોલિસને પણ મેં જણાવી છે; તેમજ એક મારો ઓળખીતો ડિટેક્ટીવ છે, તેને પણ ખાસ તે કામ માટેજ મેં રોકયો છે. તે શિયાળ કરતાં પણ પાકો ધુર્ત્ત છે. તેના જાણવામાં ના આવે એવું કોઇ પણ કાર્ય નથી."

"ત્યારે તે...."

"સમય પરત્વે તે સઘળું કરી શકે તેમ છે. જુગાર રમવો, બદમાસી કરવી, અગર તો સમય આવતાં જોઇએ તેવી જાળ પાથરવી, એ સઘળાં કામોમાં તે એકકો છે. ફક્ત જેલમાં જવાને તૈયાર થાય તેવો નથી."

"એટલા માટેજ તમે એ ભયાનક મનુષ્યની યોજના

કોશિશ કરી હતી તેજ રાત્રે."

ડાકતરનું સઘળું શરીર કંપાયમાન થવા લાગ્યું. તેના હોઠ અને ગળુ સૂકાઇ ગયાં. તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર નિકળ્યો નહિ. તે તદ્દન દિગ્મૂઢ જેવો બની જઇ આમતેમ આંટા મારવા લાગ્યો.

ડાકતરને ઢબાઇ ગયેલો અને ગભરાતો જોઇ દામોદર-નામાં સમય સાધી લેવાની હીમ્મત આવતી ગઇ. તેણે પોતાની વાત આગળ ચલાવતાં કહ્યું:-"ડાકતર! તે રાત્રે હું મારી ગાડી લઇને પરગામથી ઘર તરફ આવતો હતો, તે વખતે તે માણસ દોડતો મારી પાસે આવ્યો, અને કહેવા લાગ્યો કે મારૂં રક્ષણ કરો રક્ષણ કરો! મને બચાવો બચાવો!"

દામોદરે જે જે હકીકત લાલદાસ પાસેથી સાંભળી હતી, તે સઘળી ધીરે ધીરે તેણે ડાકતરને કહી સંભળાવી એટલે ક્રમે ક્રમે ડાકતરનું મુખ લેવાતું ગયું. નરોતમ મરી ગયો નથી એમ તેના મનમાં નિશ્ચય થયો. તેનો મૃત દેહ ક્યાં ગયો તે માલૂમ પડયું નથી, માટે તે જીવતોજ હોવો જોઇએ, એમ તેના મનમાં નક્કી થયું.

દામોદર સઘળી હકીકત તેને સંભળાવી ગયો, તેમાં કાંઇ પણ ખોટી હકીકત હોય તેમ તેને દેખાયું નહિ. આગળ પૂછવાની કે તેને ખોટો પાડવાની શકિત ડાકતરમાં રહી નહિ. દામોદર બધી વાત સાચીજ કહે છે, એમ ડાકતરના મનમાં દૃઢ નિશ્ચય થઇ ગયો.

છેવટે દામોદરે ડાકતરને જણાવ્યું:-"મારો સરકારમાં

જવાનો વિચાર નથી, અને તેથીજ હું બારોબાર આપની પાસે આવેલો છું."

જ્યારે દામોદર આ વાત કહેતો હતો, ત્યારે ડાકતર તેના મુખ સ્હામુંજ જોઈ રહ્યો હતો.

છેવટે દામોદરે ડાકતરને પોતાનો ઉદ્દેશ જણાવ્યો. "ડાકતર ! જુઓ હું એક ગરીબ માણુસ છું, છતાં કોઈનું પણ બુરૂ કરવું એવો મારો વિચાર નથી, અને એટલા માટેજ પ્રથમ તમારી પાસે આવ્યો છું."

"મારી પાસે આવવાનુ શું કારણ છે ?" ડાકતરે પૂછ્યું.

ડાકતર દામોદરને પોતાની પાસે આવવાનું કારણ બરાબર રીતે સમજ્યો હતો, છતાં પોતાના મનની વાત મનમાં છુપાવી રાખી તેણે દામોદરને પૂછ્યું હતું.

દામોદરે તેને જવાબ આપ્યો-" જુઓ ડાકતર હું ગરીબ માણુસ છું."

"હા ! તમે ગરીબ છો તે હું પણ દેખું છું."

"એટલા માટેજ તમને કહુંછું કે, કોઇ પણ રીતે મારે નરોતમદાસનો પત્ર લઇ સરકારમાં જવું ના પડે તેવો યોગ્ય બંદોબસ્ત તમે કરી આપો."

ડાકતર પહેલાંથીજ દામોદરનો ઉદ્દેશ સમજ્યો હતો, અને શું કરવું તે સંબંધમાં પોતાના મનમાં વિચાર કર્યો હતો; છતાં તેણે તેને પુનઃ પૂછ્યું:-"તમે એકલાજ આવેલા છો ?"

"હા ! ડાકતર સાહેબ, મેં આપને પહેલુંજ જણાવી દીધું છે કે, હું સીધ્ધો તેની પાસેથી તમારી પાસે એકલો

આવ્યો છું. હજી આ વાત કોઇને પણ મેં જણાવી નથી.”

દાકતર પોતાની તિવ્ર દ્રષ્ટિ ઘરના બારણા આગળ તથા આજુબાજુ નાંખી લઇ બોલ્યો:-“ત્યાર પછી ?”

“ત્યાર પછી શું કહેવાનું હોય ? હું ગરીબ માણસછું. મારી એવી ઇચ્છા નથી કે મારે કોઇનું બૂરૂં કરવું. જો તેમ હોત તો હું તમારી પાસે શા માટે આવત ?”

દાકતર ટેબલની પાસે આવ્યો, અને તેના પર પડેલી પેટીની કુંચીઓ હાથમાં લઈ પેટી તરફ જવા લાગ્યો. જતાં જતાં તેણે દામોદરના તરફ નજર કરી પૂછયું:-“મને જણાય છે કે, તમો આ વાત કોઇને પણ ના કહો તે માટે તમારે કાંઇક આશા છે. ઠીક છે! બોલો તમારી શું લેવાની મરજી છે ? કાંઇ નક્કી કરી આવ્યા છો ?”

“હાજી ! નક્કી કરેલું છે.”

“શું ઇચ્છા છે, તે કહો જોઇએ ?”

“વીસ હજાર રૂપીયા !”

વીસ હજાર રૂપીયાની વાત સાંભળતાંજ દાક્તર આશ્ચર્ય ચકિત્ બની ગયો. તેના હાથમાંની ચાવીઓનો ઝુડો પૃથ્વીપર પડી ગયો અને કેટલાક સમય પર્યંત તે સ્તબ્ધ જેવોજ બની રહ્યો. આખરે તેણે દામોદરને પૂછયું:-“વીસ હજાર રૂપીયા ?”

ગોકળદાસ દામોદરની પાસે પાછો આવ્યો, અને તેના મુખ સ્હામુ બરાબર તાકીને જોતો કહેવા લાગ્યો:-“એ કેટલા બધા રૂપીયા થયા, તેનું તમને કાંઈ ભાન છે ?”

“હા ભાન છે! બરાબર રીતે ભાન છે.”

દાક્તર વળી ઘડીવાર મૌન્ય ધારણ કરી રહી બોલ્યો:– "ત્યારે શું તમે વીસહજાર રૂપીયા લેવા માગો છો ? કાંઈ કમતી લેશો કે નહિ ?"

"નાજી ! એક પૈસો પણ કમી લેવાની વાત કરવી નહિ."

"તમને કાંઇ વિચાર છે કે નહિ ? એટલા બધા પૈસા તે કોઈ ઘરમાં રાખતુ હશે ?"

"કાલે આપજો. તેમ નહિ તો એ ચાર દિવસમાં પૂરા કરી આપજો; પછી કાંઈ ? ત્યાં સુધી હું સરકારમાં જઇશ નહિ, તેમ કોઇને જણાવીશ પણ નહિ."

"અને તમને તે ના આપું તો ?"

"નહિ આપો તો પછી નિરૂપાયે સરકારમાં જવું પડશે. આપજ વિચાર કરો કે ત્યાં પત્ર આપ્યા પછી તમારી કેવી ગતિ થશે ? સરકારનું લફરૂં આપનાથી કાંઇ અજાણ્યું છે ?"

દાક્તરનું સઘળુ અંગ આ સાંભળીને કંપી ઉઠયું. તેનુ હૃદય ક્ષણવાર સ્તબ્ધવત્ બની ગયું. કોઇ પણ રીતે તેનું મુખ ઉઘડી શકયું નહિ.

"દાક્તર ! આપ જાણો છો કે સરકારમાં આ વાત જાહેર થવાથી આપને ફાંસીને લાકડે લટકવાનું થશે ?"

આ વખતે પણ દાક્તર કાંઇ બોલ્યો નહિ. તે પોતાની લુચ્ચાઈમાં રમતો હતો, અને સમય શોધતો હતો. કોઈપણ રીતે આ ઉભા થયેલા પરમ શત્રુને ફસાવવાનો યુક્તિમંત્ર તે સાધતો હતો. તે ચોરનો ચોર અને લુચ્ચાનો પીર હતો. માખી મારવી અને માણસ મારવું એ તેને મન બરાબર હતું.

"શતમારી ભવેત્ વૈદ્ય" એ કહેવત અનુસાર તેણે સો માણસો મારી પાકા વૈદ્ય બનવાનો સંકલ્પ કર્યો હતો.

ગોકળદાસે કેટલીક વખત વિચાર કરી દામોદરને પૂછયું:- "તમારી વાત સાચી છે, એ માનવાની સાબીતી શું છે?"

"જો સાચી ના હોય તો આ સઘળી હકીકત મારા જાણવામાં આવે કેવી રીતે? નરોતમદાસનો કાગળ પણ મારી પાસેજ છે. તેણે તે પોતાને હાથેજ લખેલો છે. હવે જેમ તમને સારૂ લાગે તેમ કરો."

"તમે શું કામ કરોછો"

"પહેલાંજ મેં તમને જણાવ્યું છે કે, બળદ ગાડી ભાડે ફેરવવાનું કામ કરૂં છું. તેનું ભાડું મળે છે તેમાંથીજ ગુજરાન ચલાવું છું. ગરીબ માણસ છું."

દાક્તર હજી સુધી આમ તેમ ઘરની અંદર આંટાજ મારી રહ્યો હતો. તે પોતાના ઉપર વિકટ વિપત્તિનું વાદળ આવી પડેલું હોય તેવું નિહાળતો હતો. ગમે તે રીતે દામોદરનો નિકાલ કરવો તેવા એકજ નિશ્ચયપર તે આવેલો હતો. આ મનુષ્યને જીવતો છોડવાથી જીવનમાં મને કોઇપણ સમયે શાન્તિ મળશે નહિ તેવું તે સમજતો હતો તેથી છેવટે તે બોલી ઉઠયો:-"એનાથી કાંઇ પણ ઓછું લેશો કે નહિ."

"એક પૈસો પણ ઓછો લેવાની વાત કરવી નહિ."

"ત્યારે મારે તમને એક વાત જણાવવાની છે."

"ભલે કહો! હું ખુશીથી સાંભળીશ."

"જો એમજ છે તો પછી તમારા કહેવા પ્રમાણે કરીશું;

પણ રૂપીયા બ્હારથી લાવવાના છે, ઘરમાં કાંઇ ઘાલી મૂક્યા નથી કે હમણાં મંગાવી આપું. તમે બેસો, પરંતુ હાં ! વખતે કોઇ રોગી આવે અને આપને અહિં બેઠેલા જુએ તો તેને વ્હેમ લાવવાનું કારણ મળે નહિ માટે થોડીવાર માણસ રૂપિઆ લઇ આવે, ત્યાં સુધી તમે આ સ્હામેના ઓરડાની અંદર પાછલી બાજુએ એક દિવાનખાનું છે તેમાં જઈ બેસો. ”

“ભલે ! તેમાં મને કાંઈ હરકત નથી. ત્યાં જઇને બેસુછું.!’

પૈસાના લોભમાં પાગલ બનેલો દામોદર પોતાનો મનોરથ ફલીભૂત થશે એ ઉત્સાહમાં સઘળી વાત ભૂલી જઇ લાલદાસને પૈસા લેવાના સમયે બોલાવવો ચુકી ગયો. દાકતરની વાત સાચી માની તે બેઠો હતો ત્યાંથી ઉઠયો, અને તેની પાછળ પાછળ પાછળની બાજુના એક દિવાનખાનાને નામે ઓળખાવેલા ઓરડાની અંદર ગયો. તે ઠેકાણે દાકતરના દવાખાના માટેની દવાઓનો સંગ્રહ રાખવામાં આવેલો હતો. દાકતરે તે ઓરડાની અંદર પડેલી એક ખુરસી બતાવી દામોદરને તે સ્થળે બેસવાની સૂચના આપતાં કહ્યું:-“ આપ આ ઠેકાણે થોડીવાર બેસો. જેમ બનશે તેમ જલદીથી હું દરદીઓને દવા આપી વિદાય કરી પાછો આવી આપને આપના કહેવા પ્રમાણે નાણાં ચુકાવી આપીશ ”

દામોદરના મનમાં સહજ પણ સંદેહ ઉત્પન્ન થયો નહિ. તે નિડરપણે સ્હામે પડેલી ખુરસી ઉપર બેઠો. તે ઓરડાનાં સઘળાં બારી બારણાં મજબૂતપણે ખીલા મારી સજ્જડ કરવામાં આવેલાં હતાં; કોઇપણ ઠેકાણેથી પવન આવવાની

જગો જણાતી નહોતી. દાકતર દામોદરને બેસાડી બ્હાર આવવા તૈયાર થયો, તે સમયે તેણે એક મોટા સીસાના બૂચને ઉઘાડી નાંખ્યો, તથા પોતે ઉતાવળે પગલે બ્હાર નિકળી ગયો. બ્હાર નિકળી તેણે જે બારણેથી તેઓ અંદર આવ્યા હતા, તે બારણું બંધ કરી દીધું; અને બહારની બાજુએથી તાળું મારી પોતાની સાથે ચાવી રાખી ચાલતો થયો.

થોડી વાર થઇ નહિ એટલામાં તો દામોદર બેઠો હતો તે ઓરડાની અંદર ઝેરી હવા ભરાઈ ગઇ. દામોદરનુ માથું ભમવા લાગ્યું તેથી તે એકદમ ખુરસી ઉપરથી ઉભો થયો, અને બન્ને હાથે માથું દબાવતો દબાવતો આમ તેમ ઓરડાની અંદર દોડાદોડ કરવા લાગ્યો. તેના નેત્રોના બંધ તૂટી જતા હોય તેવું તેને જણાયું; તેનો શ્વાસોશ્વાસ તદ્દન બંધ થઇ જતો જોવામાં આવ્યો જેથી તે મોટેથી બૂમો મારવા લાગ્યો.

ઓરડાનાં દ્વાર અને બારી બારણાં એવાં તો મજબૂત કરેલાં, તેમજ ફાટ વિનાનાં હતાં, કે તે બૂમાબૂમનો અવાજ અંદરથી બ્હાર આવી શકે તેમ નહોતું, જેથી બહારના માણસની મદદની આશા રાખવી એ મિથ્યા હતું.

દામોદર ધીમે ધીમે ઓરડાના બારણા આગળ આવ્યો, અને ગાંડા મનુષ્યની માફક દ્વારના ઉપર જોરથી હાથ પગ પછાડવા લાગ્યો, તથા વારંવાર મ્હોટેથી પોકાર કરવા લાગ્યો. “ દાકતર ! દાકતર ! ઉઘાડો ઉઘાડો ! તમને સોગંદ છે, મને છોડી દો. પરમેશ્વર તમારૂં ભલુ કરશે, મને જવા દો. હું મરી જાઉછું; મારા પ્રાણ જાય છે. ઓ બાપરે, મૂઓ ! મૂઓ !

બચાવો, બચાવો ! ! !"

દામોદરના આખરના પોકારોનો કાંઇપણ પ્રતિઉત્તર મળ્યો નહિ. કોઇએ પણ આવીને બારણાં ઉઘાડયાં નહિ. આખરે તે બેભાન બની ભૂમીપર પટકાઇ પડયો. તેના મુખમાંથી અસ્ખલિતપણે લોહી વહેવા લાગ્યું. તેનાં નેત્રો ભ્રકુટી તરફ અવળાં ફરી ગયાં. પળે પળે તે તદ્દન સંજ્ઞાવિનાનો–ભાન વિનાનો બની ગયો, અને તેની વીસહજાર મેળવવાની આશા તેના પ્રાણની સાથે પલાયન થઇ ગઇ.

કેટલાક કલાક વ્યતિત થયા પછી દાક્તરે તે ઘરની બારીઓ ભ્હારની બાજુએથી યુકિતપુર:સર ખુલ્લી કરી નાંખી, પોતાના નાક આગળ રૂમાલ રાખી, તે તે ઓરડાની અંદર પેઠો, અને પોતે ઉઘાડી મૂકેલી શીશીના બુચને બરાબર રીતે મજબૂતપણે પુન: બેસાડી દીધો. તરતજ બીજી એક શીશી ઉઘાડી પોતે ભ્હારની બાજુએ આવી ઉભો રહ્યો.

થોડો વખત બહારની ખુલ્લી હવા લઈ ફરીથી તે પાછો ઓરડાની અંદર પેઠો, અને દામોદરના મૃત દેહને પડયો હતો ત્યાંથી ખેંચી જઈ એક લાકડાની મોટી પેટીની અંદર નાંખતાં બોલ્યો:–" ઠીક છે ! રાત્રે તારી ગતિ કરવાની છે ! "

પેટીને બંધ કરી દાક્તર તરતજ સઘળાં બારી બારણાં પૂર્વવત્ બંધ કરી ભ્હાર નિકળ્યો અને જાણે કાંઇપણ બનાવ બન્યો નથી તેવી રીતે તે ભ્હારના દિવાનખાનામાં આવી ખુરસી ઉપર બેઠો.



## પ્રકરણ ૧૧ મું.

### તપાસની તદબીર.

કળથી કાળાં માનવી, વશ કરતાં માતંગ;
કઠીન કાર્ય એને કશું, કર કરવું જન અંગ.

ખંડેરાવ મેનાની પાસેથી રજા લેઈ નીકળ્યા પછી નરોતમદાસના મકાનની પાછળની બાજુએ ગયો, અને ત્યાં જઇ તેણે બહુજ બારીકાઇથી તપાસ કરી તો તે સ્થળે એક ગાડીનાં પૈડાંનો તાજોજ ઘસારો પડેલો દેખાયો.

તે મકાનની પાછળ એક ગલિચ ગલી હતી, કે જ્યાં ફક્ત એકજ ગાડી પરાણે જઈ શકે તેટલી જગો હતી. તે ઠેકાણે કોઇપણ દિવસે ગાડી આવી હોય તેવું જાણવામાં આવ્યું નહોતું, તેમ ત્યાં થઇને કોઇપણ મકાનની અંદર જવા આવવાનો મ્હોટો રસ્તો નહોતો. તેમ અન્ય કોઇપણ મ્હોટા માર્ગપર તે ગલીની અંદર થઈ જવાતું નહોતું, તેથી ત્યાં આગળ માણસોનો અવરજવર બીલકુલ હતોજ નહિ.

ખંડેરાવે પોતાના મનમાં ને મનમાંજ કહ્યું:—"જણાય છે કે આ ઠેકાણે એક ગાડી આણવામાં આવેલી છે. તે અહિંયાં કેમ લાવવામાં આવી હશે ? આ બાજુથી કોઇપણ મકાનની અંદર જવા આવવાનો રસ્તો નથી તો પછી ગાડી અહિંયાં લાવવાનું કાંઇ કારણ ?"

ફરીથી તેણે નરોતમદાસના મકાન તરફ પોતાની દ્રષ્ટિ ફેરવી, તો મકાનના પાછળના ભાગપર છજુ જોવામાં આવ્યું. તે જોઇ ખંડેરાવ એકદમ બોલી ઉઠયોઃ-" ઠીક ઠીક! આજ તે જગો. આ બાજુ પર ઘરની અંદર એક જીનો છે. તેજ તે કહેતી હતી."

તેણે જીના આગળ જઇને જીનાનું બારણું ઠોક્યું, તો તે તદ્દન ખુલ્લું હતું. તે બોલ્યોઃ-" ઠીક છે! આ જીનો ખુલ્લો છે તેજ બતાવી આપે છે કે આ રસ્તે થઈને કદી કોઈ પણ મનુષ્ય બહાર નિકળી જવા ધારે તો નિકળી શકાય તેમ છે. જે માણસે પેલી બાજુના દ્વારને અંદરથી બંધ કરેલું છે, તેજ મનુષ્ય આ રસ્તે થઇને બહાર નિકળી ગયો હોવો જોઇએ! પણ આ શું?"

ખંડેરાવે વિશેષમાં એક ફાટી ગયેલા વસ્ત્રનો કટકો તે જીનાની બારી આગળ ભરાઈ રહેલો ઝુલતો જોયો. તેણે તેને ખેંચી પોતાના હાથમાં લીધો, અને લક્ષ્યપૂર્વક તપાસ્યો, તો તે ટુકડો બારીનાં બારણાં સાથે ભરાઈ ફાટેલો હોય તેવો જણાયો. તે પોતાના મનની સાથે વિચાર કરી પુનઃ બોલ્યોઃ-"આ કપડું જે સમયે આ ખીલાની અંદર ભરાયેલું હશે, તે સમયે તે માણસ અત્રેથી જતા રહેવાની ઉતાવળમાં હોવો જોઇએ. નાસવાની ઉતાવળમાંજ તેના શરીર ઉપરના બદ્દી-યાનનો ભાગ ભરાઇ ગયેલો છે, અને તેને કાઢવા જેટલો સમય તેને મળ્યો નહિ હોય એમ દેખાય છે. આ કપડું કોઈ ગૃહસ્થના અંગપરનું હોય તેવું જણાતું નથી, કિન્તુ

સામાન્ય સ્થિતિના ગરીબ માણુસોના પહેરવાના વસ્ત્રનો ટુકડો છે. જેનું આ કપડું છે, તેજ માણુસ અહીંથી જતો રહેલો હોવો જોઇએ! તે માણુસની શોધ કરવી એ પ્રથમ કર્તવ્ય છે. વાહવાહ! કેવી મજેની વાત છે. આ કપડાના એક છેડા ઉપર ધોનાર ધોબીએ કરેલી નિશાનીઓના માર્કો છે. આ માર્કોની તપાસ કરવાથી તે મનુષ્યનો પત્તો જરૂર મળશે.

હવે તે સ્થળે તેને કાંઇપણ વધુ જોવા કે જાણુવા જેવું જણાયું નહિ તેથી તે પોતાના ઘર તરફ પાછો વળ્યો.

કેટલાક દિવસ સુધી તેણે શહેરમાં રહેનારા ધોબીઓનાં મકાનો અને તેમના તરફથી કપડાંપર કરવામાં આવતા માર્કાઓની ગુપ્ત રીતે તપાસ કરી. તેનો તે પરિશ્રમ સફળ નિવડયો. આખરે એક જગોપરથી પત્તો મળ્યો. ધોબીએ પોતાનો માર્કો ઓળખતાની સાથેજ જણાવ્યું કે "આતો આ ગામના માણુસનાજ કપડા ઉપરની નિશાની છે."

"તે માણુસ કોણ છે?"

"તે દામોદર નામનો એક ગાડીવાન છે."

"ક્યાં રહે છે?"

"અહિંયાં પાસેજ રહે છે. આ સામેની ગલીમાંજ તેનું ઘર છે. ગમે તેને પૂછશો તો તે તમને બતાવી દેશે."

ખંડેરાવ દામોદરના ઘર તરફ વળ્યો, અને રસ્તામાં મળતા કેટલાક મનુષ્યોને પૂછતો પૂછતો તે દામોદરના ઘર પાસે પહોંચ્યો. દામોદરના ઘરનાં બારણાં આ વખતે બંધ હતાં, તેથી તેણે તે ઉઘડાવવા માટે બુમો નહિ મારતાં બાર-

ગુંજ ખખડાવ્યાં.

એક સ્ત્રીએ ઘરની અંદરથી આવી બારણું ઉઘાડયું. ખંડેરાવે તેને પૂછ્યું:—" આ દામોદરનું ઘર છે કે ? તે અહિંયાં રહે છે ? "

ઉઘાડવા આવનાર સ્ત્રીએ જવાબ આપ્યો:—" હા ! આપ કોણ છો ? "

" તે પછી કહીશ. દામોદર ઘરમાં છે ? "

" ના. "

ના નો ઉત્તર આપતાં આવેલી સ્ત્રીની આંખોની અંદરથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. ખંડેરાવે તે બરાબર રીતે જોયું. બાઇએ આવતાં અશ્રુઓને ખાળવા પ્રયત્ન કર્યો.

ખંડેરાવે તેને ફરીથી પૂછ્યું. " દામોદર તમારે શું સગા થાય છે ? "

" મારા સ્વામિ થાય છે. "

" ઠીક ! તમારા સ્વામી હાલ કયાં છે ? "

" તે કયાં ગયા છે, તે હું જાણુતી નથી. "

આ વખતે દામોદરની સ્ત્રીનાં આંસુ ખાળ્યાં ખળ્યાં નહિ, તે મ્હોટેથી રૂદન કરવા લાગી ખંડેરાવે તેને શાન્ત કરતાં કહ્યું:—" બ્હેન તમે અંદર ચાલો, તમારી સાથે મારે કાંઇક ગુપ્ત વાત કરવાની છે. "

બાઇના ઉત્તરની રાહ નહિ જોતાં ખંડેરાવ તરતજ ઘરની અંદર ગયો. દામોદરની સ્ત્રીએ તેને કોઇપણ રીતે અટકાવ્યો નહિ. તે પણ ખંડેરાવની પાછળ પાછળ ઘરની

અંદર ગઇ, અને એક બાજુપર ઉભી રહી.

ખંડેરાવે દામોદરની સ્ત્રીને કહ્યું-" જુઓ બાઈ! હું એક છુપી પોલિસનો માણુસ છું."

છૂપી પોલિસનું નામ સાંભળી બાઇ બ્હેબાકળી બની ગઇ. આજે પણ છૂપી પોલિસનું નામ સાંભળી દુનિયાનાં માણુસો દમ ખાઈ જાય છે. વાતમાંથી વતેસર થશે એમ સમજી રસ્તા પર કે ઘરમાં વાત કરતાં માણુસો ડરે છે. મ્હોટા કહેવાતા મનુષ્યોને પણ તે ખાતાનાં માણુસોનો ભય લાગે છે, તો દામોદર જેવા એક ગાડીવાન મારવાડીની બીન કેળવાયેલી સ્ત્રીને તે છુપી પોલિસના માણુસનું નામ સાંભળતાંજ કંપારો આવે એમાં કાંઇપણ નવાઇ જેવું નહોતું. તે ભયથી થરથર કંપવા લાગી, અને ખંડેરાવના મુખ સામું જોઇ રહી.

ખંડેરાવે તેને ભય પામેલી જોઈ આશ્વાસન આપતાં કહ્યું:-" બાઇ બ્હીશો નહિ, બારણાં બંધ કરી અહિં આવી બેસો. તમારા ભલાને માટેજ હું અહિંયાં સુધી આવ્યોછું."

દામોદરની સ્ત્રીએ કાંઇપણ ઉત્તર આપ્યો નહિ, પરંતુ મોં ઉપર હાથ ઢાંકી ધ્રુસ્કેને ધ્રુસ્કે રડવા લાગી. ખંડેરાવે તેને કહ્યું:-

" જુઓ બાઇ! તમે જે કાંઇ વાત જાણુતાં હો તે જણાવશો તો તમારૂં સારૂં થશે. ખરૂં હોય તેજ જણાવજો, ખોટું કહેવાનું કાંઇપણ કારણુ નથી; વાત છુપાવશો નહિ તો તમને મારાથી બનતી મદદ હું આપીશ. વળી બીજો લાભ મળશે તેતો જુદો.

આશ્વાસન આપવા છતાં દામોદરની સ્ત્રી વધુ વધુ રડવા લાગી. તેનું હૃદય હાથ રહ્યું નહિ. ખંડેરાવે ફરીથી તેને જણાવ્યું:–"બાપુ! રડવાથી કાંઇ લાભ મળશે નહિ. ચાલો કહો જોઈએ તમારો સ્વામિ હાલ ક્યાં છે?"

"તે હું કાંઈપણ જાણુતી નથી!"

"ક્યાં ગયા છે?"

"કાલે સ્હવારે ઘર આગળથી ગયા છે; ને આખી રાત્રી વહી ગઇ છતાં તે હજી આવ્યા નથી."

"તમને ખબર છે કે ક્યાં ગયા છે?"

"તે હું જાણુતી નથી. આપને તેમનું શું કામ છે?"

"તે સઘળી વાત હું તમને પછી કહું છું." ખંડેરાવે પોતાના ખીસ્સામાંથી નરોતમદાસની પાછલી બારી આગળથી મળી આવેલો લુગડાનો ટુકડો બહાર કહાડી દામોદરની સ્ત્રીને બતાવી પૂછ્યું:–"બાઇ! આ કોના લુગડાનો કડકો છે? તે તમે ઓળખો છો?"

દામોદરની સ્ત્રીએ તે લુગડાનો કડકો હાથમાં લઈ તપાસ્યો અને બોલી ઉઠી:–"આપને આ કકડો ક્યાંથી મળ્યો?"

"પહેલાં એ કહો કે આ કકડો તમારા સ્વામીનાં લુગડાંમાંનો હોય કે? પછી સઘળી હકીકત તમને જણાવીશ."

દામોદરની સ્ત્રી ગળચવાં ખાવા લાગી. તે જોઇને ખંડેરાવે તેને કહ્યુંઃ–"જુઓ બાઇ! મારી પાસે ખરી વાત છુપાવવાથી તમને લાભને બદલે હાની થશે. તમારા સ્વામિ કાલ રાતના ઘેર આવ્યા નથી, તે તમને ખબર છે?"

"શું કોઇ કામમાં રોકાયલા છે માટે આવ્યા નથી ?"

"પહેલાં પણ એક દિવસ આખી રાત્રી તે ઘેર આવ્યા નહોતા ! કેમ ખરી વાત છે ને ?"

દામોદરની સ્ત્રીએ બરોબર ઉત્તર આપ્યો નહિ, તેથી ખંડેરાવે તેને ફરીથી કહ્યું:-"સાચી વાત કહેવાથી તમનેજ લાભ થવાનો છે. તે દિવસે તે કેટલા વાગે રાત્રે પાછા આવ્યા હતા ?"

"તેની મને ખબર નથી, હું ઉંઘી ગયેલી હતી."

"એ વાત ખોટી કહોછો ! જો ખરી વાત નહિ કહો તો તમારા સ્વામીનું ભલું કરી શકાશે નહિ, પછી મારો દોષ કાઢશો નહિ. કાલે તમારા સ્વામી કેટલા વાગે બ્હાર ગયા છે ?"

"સવારમાં."

"ત્યાર પછી ઘેર આવ્યાજ નથી ?"

"ના !"

"ક્યારે પાછો ઘેર આવીશ તે કહ્યું હતું ?"

"તેઓએ કાંઇપણ કહ્યું નથી."

"તે એકલા ગયા હતા, કે બીજું કોઇ તેમની સાથે ગયું છે ?"

"બીજું એક માણસ ગયું છે."

"તે માણસ કોણ હતું ?"

"એક તેમનો ભાઇબંધ હતો."

"તેનું નામ શું ?"

"તેનું નામ મને ખબર નથી."

"એ વાત પાછી ખોટી બોલાઇ. આમ ખોટું બોલવાથી તમો તમારા સ્વામીનો પત્તો મેળવી શકશો નહિ. તમારા લાભના માટેજ હું અહિંયાં આવેલો છું. જો તમે મને ખરી ખબર નહિ આપો તો પછી મારો ઉપાય ચાલશે નહિ. તેમ ખોટું કહેશો તો હું તમને કાંઇપણ વાત કરીશ નહિ."

"સાહેબ! હું વધારે કાંઈપણ જાણતી નથી."

"વારૂ! તમારો સ્વામી કાલનો ઘર આગળ આવ્યો નથી તેની ખબર તમે પોલિસને કાંઈ આપી છે?"

"ના."

"કેમ?"

"મારા મનમાં તો એવું છે કે તે આજે પાછા આવશે. આવી રીતે કેટલીએ વખત તેઓ બબ્બે ત્રણ ત્રણ દિવસ બ્હાર ગૂમાવી પાછા આવે છે."

"તમારૂં માનવું ખોટું છે. આ વખતે આવશે નહિ, કેમકે તે જીવતા હોય તેવું મારૂં માનવું નથી."

દામોદરની સ્ત્રીએ આ વાત સાંભળી બૂમ રડવા માંડયું.

ખંડેરાવે તેને છાની રાખીને પૂછ્યું:–"આ વખતે પણ તે પાછા આવશે તેવો તમને વિશ્વાસ છે?"

"ના જો તે જીવતા હોત, તો તો ક્યારનીએ મને તેમના આવાગમનની ખબર મળી હોત એ હું બરાબર રીતે જાણું છું."

ખંડેરાવે તેને બીજી પણ કેટલીક વાતો પૂછી, પણ તેનો કાંઇ સંતોષકારક જવાબ મળ્યો નહિ જેથી તે ત્યાંથી

ચાલતો થયો.

દામોદરના ઘરની બ્હાર નિકળી તેણે આજુબાજુ રહેનારાં માણસો પાસેથી કેટલીક હકીકત તેના સંબંધમાં મેળવી લીધી. દામોદર કેવા દેખાવનો છે તથા કેવી વર્ત્તણુંકનો છે વિગેરે બાબતની પોલિસને ખબર પહોંચાડી. મહેલ્લાના લોકો તરફથી તેની વર્ત્તણુંક સંબંધી કાંઈપણ ખરાબ હકીકત મળી નહિ.

ખંડેરાવના મનમાં ખાતરી હતી કે, દામોદરે જીનાની બારીએ થઈને નરોતમદાસના ઘરમાં પ્રવેશ કરેલો હોવો જોઇએ, નહિ તો તેનું કપડું ત્યાં ભરાય નહિ, માટે પ્રથમ તેનેજ શોધી કાઢવાની જરૂર છે. તેના મળવાથી આ કેસમાં કેટલીક સરળતા થઈ પડશે એમ તેને સમજાયું.

દામોદરની સ્ત્રી તેને માટે કેટલી દુઃખી થાય છે, તે તેણે બરાબર જાણ્યું હતું. ખંડેરાવ પણ દામોદરના માટે પોતાના મનમાં દુઃખી થવા લાગ્યો. તેણે મનમાંજ કહ્યું:— “એકાદ બે દિવસમાં ગમે તે રીતે તેને શોધી કાઢવો તો ખરોજ.” આવી રીતે પ્રતિજ્ઞા કરી તે તેના સંબંધમાં તપાસ કરવા લાગ્યો.

પરંતુ ખંડેરાવની પ્રતિજ્ઞા ફોગટ હતી, કારણ કે જે સમયે તેણે પોતાનાં મનની અંદર દૃઢ નિશ્ચય કર્યો તે સમય પ્હેલાંજ દામોદર દાકતર ગોકળદાસની પેટીમાં પૂરો થઇ પૂરાઇ ગયેલો હતો.



## પ્રકરણ ૧૨ મું.

## ચતુરની ચાલાકી.

કાગ કાગના માંસને, ખાવા ચાહે ચિત્ત;
મળે ન સ્વાદ મનમાનતો, ઉલટું બને અહિત.

ડાકતર ગોકળદાસના ઘરની અંદરના ચોકમાં અર્ક કાઢવાને માટે એક બાજુપર મણેક કોલસા સમાય તેવી મોટી ભઠ્ઠી હતી, કે જેમાં વખતો વખત રાત્રીના સમયે અર્ક આદિક દવાઓ બનાવવાનું કામ પોતે કરતો હતો. આજે પણ રાત્રીના દશેક વાગ્યાના સુમારે ડાકતરની આજ્ઞાથી એક નોકરે તે ભઠ્ઠી કોયલા પૂરી સળગાવી હતી. ભઠ્ઠી બરાબર સળગ્યા પછી ડાકતરે નોકરને કહ્યું:–"તુ જરા જઇને બ્હાર બેસ! કોઇ પણ માણુસ આવે, તો તેને અંદર આવવા દઇશ નહિ; હું દવા બનાવવાનું કામ શરૂ કરૂંછું."

શેઠની આજ્ઞાનુસાર નોકર બ્હાર જઇ બેઠો અને પોતે વચ્ચેનું બારણું બંધ કરી વિચાર કરવા લાગ્યો. "હવે કોઈ શત્રુ જીવતો રહ્યો નથી. જો આ માણુસ જીવતો રહ્યો હોત તો જરૂર મારૂં કર્યું કારવ્યું ધુળ મળત, પણ આ મૃત દેહનું હવે શું કરવું ? (વિચાર કરી) શું તે એજ કે આ સળગતી ભઠ્ઠીમાં તેને નાંખી દેવો, કે તરતજ ભસ્મીભૂત થઇ જાય. એ વાત તો ખરી, પણ દુર્ગંધ ઉડશે તેનું કેમ ?

કેટલીક વખત સુધી વિચાર કરી તે સ્હામે ગોઠવેલી શીશીઓ તરફ નજર કરતાં ફરી બોલ્યો:–"વાહવાહ! આ શીશીઓમાં અનેક પ્રકારના અર્કો ભરેલા છે તેને ખુલ્લા મૂકી દેવા, તેમજ તેમાંથી થોડાક ભઠ્ઠીમાં નાંખવા એટલે દુર્ગંધ જણાશે નહિ, અને બ્હાર પણ કોઈ જાણવા પામશે નહિ કે એને અહિંયાં બાળ્યો છે. ઠીક ત્યારે એતો એજ."

તત્કાળ ડાક્તર ખુરસી ઉપરથી ઉભો થયો, અને તેણે એક મોટો છરો હાથમાં લીધો. તેને જોઇએ તેવી ધાર છે કે નહિ તેની પરિક્ષા કરી, જે પેટીમાં દામોદરને પૂરવામાં આવેલો હતો, તે પેટી ઉઘાડી દામોદરના દેહને બ્હાર ખેંચી કાઢ્યો; અને ભઠ્ઠીમાં નાંખવા જેવડા ન્હાના ન્હાના ટુકડા કરવા માટે તૈયારી કરી; પણ જેવો તે દામોદરના મૃતદેહ ઉપર છરાનો ઘા કરવા જતો હતો, તેવામાં બ્હારનાં બંધ કરવામાં આવેલાં બારણાં ઉપર કોઇએ જોરથી હાથ ઠોકયો. એક વખત તો સાંભળ્યું ના સાંભળ્યું કરી તે કાંઈપણ બોલ્યો નહિ. બીજી વખત હાથ ઠોકવામાં આવ્યો, જેથી ડાક્તર છરાને એક બાજુપર મૂકી દઇ દ્વાર પાસે આવ્યો અને ક્રોધ પૂર્વક પૂછવા લાગ્યો–"કોણ છે? કેમ બારણાં ઠોકો છો?"

બ્હારની બાજુએથી નોકરે જવાબ આપ્યો. "હું છું."

"મેં તને કહેલું છે કે મને બોલાવીશ નહિ, છતાં કેમ પાછી ગરબડ કરે છે? ગરબડ થવાથી કામ બગડી જશે; તે સમજતો નથી?"

"પણ એક માણસ આપને મળવા માટે આવેલો છે."

"તેને કહે કે કાલે આવજો, આજે બહુજ કામ છે; માટે હું મળી શકીશ નહિ."

"ઘણું કહ્યા છતાં તે પાછો જતો નથી. તે તો એમજ કહેતો બેઠો છે કે હું તો ડાકતરને મળ્યા સિવાય જનારજ નથી."

"કોણ છે? તેનું નામ શું છે?"

"ખંડેરાવ કરીને એક પોલિસનો માણસ છે."

એકાએક પોતાની સ્હામે વીજળી પડવાથી મનુષ્યને જેવો ભય ઉત્પન્ન થાય છે, તેવો ભય ડાક્તરના મનમાં પણ ઉત્પન્ન થયો. તે પગથી તે માથા સુધી થરથર ધ્રુજવા લાગ્યો અને તેનો કંઠ રૂંધાઇ ગયો.

તે બહુજ યત્ને સાવધ થયો, અને પાસે પડેલા એક શીશામાંથી થોડાક દારૂ ગ્લાસની અંદર કહાડી ગટગટાવી ગયો. જરા ટટારી આવતાં બ્હાર ઉભા રહેલા પોતાના નોકરને જણાવ્યું—"તું તેમને પૂછ કે તેઓ શા માટે આવ્યા છે? એવું શું અગત્યનું કામ છે?"

નોકર ડાક્તરના કહેવા મુજબ ખંડેરાવ જ્યાં આગળ બેઠો હતો ત્યાં આગળ પૂછવાને માટે ગયો. એટલામાં ડાક્તરે પેટીમાંથી બ્હાર કાઢેલું દામોદરનું શબ પાછું પેટીમાં નાંખી દીધું, અને હાથ મ્હોડું ધોઇ સાફ કર્યાં. માથાના વિખરાયેલા વાળ સ્હામા અરીસામાં જોઇ બરાબર કરી બ્હાર આવ્યો, અને ઓરડાનું દ્વાર હતું તેમ બંધ કરી દીધું.

એટલામાં નોકર પણ ખંડેરાવને પૂછી ત્યાં આગળ આવ્યો અને જવાબ આપ્યો—"તેઓ તો જે કામ માટે

આપની પાસે આવેલા છે ને કામ આપને રૂબરૂમાં જણાવવા માગે છે; મને તો કહેવાની સાફ ના કહે છે.

તેનું કહેવું સાંભળી ડાક્તરે કહ્યું:–" જા ! બોલાવી લાવ તેમને ?" એ પ્રમાણે નોકરને જણાવી પોતે બાજુના ઓરડાની અંદર ખુરસી તાણી બેઠો.

કેટલીક વારે ખંડેરાવ ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇને ડાક્તર આશ્ચર્ય પામતો હોય તેવી રીતે પૂછ્યું:–" ઓહો ! તમેજ છો કે ? આટલી મોડી રાત્રે આપ ક્યાંથી ?"

" અગત્યની વાતચીત કરવાની છે, તેથી આવ્યો છું. બેસવાની રજા છે ?"

" બેસો ! બેસો ! લ્યો ચીરૂટ પીઓ !" ડાક્તરે ટેબલ ઉપર પડેલી ડબ્બીમાંથી એક ચીરૂટ તેને ધરી.

ખંડેરાવ સ્હામે પડેલી ખુરસી ખેંચી ડાક્તરની સ્હામેજ બેઠો, અને બોલ્યો:–" આપની પાસે આવ્યોછું !"

" બહુ સારૂં કર્યું ! કહો શા માટે પધારવું થયું છે ?"

" નરોતમદાસની સ્ત્રી મણિબાઇના ખૂનના સંબંધમાં."

ડાક્તર પોતાના મનમાં જરા ગભરાયો, પણ તેણે પોતાના મનની ગભરામણને મનમાં દબાવી દઇ ઉત્તર આપ્યો:– " શું કહો છો !? ખુન થયું છે ? ના, ના ! મને લાગતું નથી કે ખુન થયું હોય."

ખંડેરાવે બહુજ ગંભીરતાથી ઉત્તર આપ્યો:–" નહિ સાહેબ ! ખોટી વાત નથી પણ ખરી વાત છે, કે ખુનજ કરવામાં આવ્યું છે."

વાત સાંભળતાની સાથેજ ડાકતર એકદમ સફાળો ખુરસી ઉપરથી ઉભો થયો, પણ પાછો સ્થિર ચિત્ત રાખી બેઠો, અને બોલ્યો:–" આપની વાત બરાબર સમજવામાં આવતી નથી."

ખંડેરાવે બહુજ દ્રઢતાથી કહ્યું:–" ડાકતર! આપને સમજાવવાને માટેજ હું અહિંયાં આવેલો છું."

ડાકતર તેના દ્રઢતા ભરેલા શબ્દોથી બહુજ ભયભીત બન્યો. તેણે જવાબ આપ્યો:–"આપ આવા રૂપમાં કેમ કહોછો?"

" કેમ આપ મારા બોલવામાં કાંઇ વિશેષતા વિલોકો છો? ઠીક! આપને આ બારણું બંધ કરવામાં કાંઈ હરકત છે?

" કેમ વારૂ? બંધ કરવાની શું જરૂર છે?"

" બહુ ગુપ્ત વાતો કરવાની છે, ડાક્તર સાહેબ! અને તે કોઇના પણ સાંભળવામાં આવે તે ઠીક નહિ."

ડાક્તરના જવાબની કાંઇપણ રાહ નહિ જોતાં ખંડેરાવ ખુરસી ઉપરથી ઉઠયો, અને બારણાં બંધ કરી અંદરથી આગળો ભીડી પાછો પોતાની ખુરસીપર બેસી ધીમે ધીમે ડાકતરને કહેવા લાગ્યો:–" ડાકતર સાહેબ! મણિબાઇ શાથી મરી ગઈ છે તે આપનાથી કાંઈ અજાણ્યું છે? કેમ સાહેબ બોલતા નથી?"

સવાલ સાંભળવાની સાથેજ ડાકતરનું મુખ સૂકાઇ ગયું. ખંડેરાવ તેથી વિસ્મય થયો નહિ.

ડાકતર પળવાર વિચાર કરી સ્વસ્થ થઇ બોલ્યો:–"હા! તે હું બરાબર રીતે જાણું છું. પોલિસ પણ."

" પોલિસની વાત એક બાજુપર મૂકી દો. મને તમારી

મૂળ વાતજ સાંભળવા ઘો, એ બાબતમાં પોલિસની આંખોમાં ધુળ નાંખવામાં આવી છે, એ કાંઈ આપનાથી અજાણ્યું છે ?"

"આપ શું કહોછો, તે હું બરાબર સમજી શકતો નથી." એટલું કહી ડાકતર ઉભો થયો. હવે તેને બેસી રહેવું બહુજ મૂશ્કેલ લાગ્યું.

ખંડેરાવ ડાકતરની સ્થિતિ જોઇ બોલ્યો:–બેસો ! આટલા અધિરા શા માટે થાઓ છો ? આમ અધિરા થવાનું કાંઇ કારણ નથી. આપ જેટલી ખરી હકીકત જાણો છો તેટલી બધીએ મારા જાણવામાં આવી છે. આપ જણાવો કે આપને મણિબાઇની સાથે શો સંબંધ હતો ?"

"મારી સાથે તેનો સંબંધ કેવો !"

"મને પણ ઉડાવવાની વાત કરો છો ? ખાલી ખોટી વાત કરી મારી આંખોમાં ધુળ નાંખવાનો પ્રયત્ન કરશો તો તેમાં તમે ફાવશો નહિ. હું બરાબર રીતે જાણું છું, કે આપની સાથે મણિબાઇને બહુજ સારો સંબંધ હતો."

ડાક્તરના મુખપર નિરાશાની છાયા દેખાવા લાગી. ખંડેરાવે આગળ ચલાવ્યું. "મણિબાઈ તે વાત પોતાના ધણીને કહેવાને માટે ઇચ્છા રાખતી હતી કેમ ખરૂંને ?

"કયી વાત ?"

"મહેરબાન ! કૃપા કરી અજાણપણાના ડોળને એક બાજુ પર મૂકી દો, મારી પાસે સઘળું સ્પષ્ટ કહેવરાવવામાં માલ કે મજાહ નથી ! આપ અને હું બન્ને અત્રે એકલાજ છીયે; ત્રીજું કોઇ હાજર નથી ! તેમ મારી વાત

બીજું કોઇ સાંભળી શકશે પણ નહિ, છતાં જો આપની ઇચ્છા છે તો સ્પષ્ટ કહી સંભળાવું છું. મહેરબાન! આપેજ મણિબાઇનું ખુન કરેલું છે, કેમ ખરી વાત છેને?"

આ શબ્દો સાંભળતાંની સાથેજ ડાક્તરના શરીરમાંનું લોહી ઠરી ગયું. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ. તેની એવી સ્થીતિ જોઇ ખંડેરાવે પોતાની વાતમાં અધિક ઉમેરો કરતાં જણાવ્યું. "ડાક્તર! આ કાર્યમાં તમે એવી ચતુરાઇ વાપરી છે કે તે કોઇપણ માણસ જાણી શકે તેમ નથી. ગમે તેવો ચાલાક મનુષ્ય પણ ગોથાં ખાય તેવો રસ્તો આપે લીધો છે. પરંતુ આપને ખબર તો હશેજ કે 'પાતાળે પેસી કરેલું પાપ, પાતાળને ભેદી છાપરે ચઢી છીંકો ખાય છે?' તો પછી આ તો સ્ત્રીહત્યા કરવામાં આવી છે. તે મહા પાપ ગમે ત્યારે પણ પ્રગટ થયા સિવાય રહે ખરૂં? એનો આપજ વિચાર કરો?"

ડાક્તર ખંડેરાવની જાળમાં ફસાયો. તેણે ટેબલ ઉપર પડેલી એક શીશી હાથમાં લઇ કહી દીધું. "આજ ઔષધને?" પળવારમાં ડાકતર પોતાના મનમાં પસ્તાવા લાગ્યો કે મેં આ શું કર્યું?

ખંડેરાવે બહુજ ગંભીરપણે કહ્યું:—"કેવળ ઔષધથી નહિ, પરંતુ તેમાં બીજો પણ એક ભેદ છે!"

ડાક્તર એકદમ ખુરસી ઉપરથી ઉભો થયો, અને પાસેની આલમારી ઉપરથી એક ઔષધની શીસી હાથમાં લઇ તેમાંથી થોડી પ્રવાહી દવા તેણે એક પ્યાલામાં કાઢી. પછી તે ખંડેરાવના

તરફ જોઈ બોલ્યો " તમે મને પકડવા માટે આવ્યા છો ? "

આ વખતે ભયને લીધે હાકતરનું જ્ઞાન ગુમ થઇ ગયેલું હતું; પરંતુ કેટલીક વારે તેને યાદ આવ્યું કે ખંડેરાવ પોલિસનો માણસ નથી, પણ માત્ર ખાનગી ડિટેકટીવ છે.

ખંડેરાવે તેને હાથમાં પ્યાલો લઈ ઉભેલો જોઇ પૂછ્યું:– " હાકતર ! શું એ શીશીમાં વિષ છે ? સાહેબ ! એ પ્રમાણે વગર વિચાર્યું કામ કરવાથી કાંઈ લાભ નથી. આત્મહત્યા કરવાથી ઈશ્વરના અપરાધી થશો, અને ત્યાં પણ ન્યાયને માટે અપરાધી તરીકે ઉભા રહેવાનું થશે. "

" ચાલો ! હવે આપને શું શું કહેવાનું છે તે કહો ! " હાકતરે વિસ્મિત થતાં ખંડેરાવને પૂછ્યું.

" મારા કહેવાનો તમે બરાબર રીતે મર્મ સમજ્યા નથી. આપ ઝેર પીવાનો વિચાર જતો કરો; જીવતા હશો તો સૌ સારાં વાનાં થશે. ગ્લાસને એક બાજુપર મૂકી દેઇ અહિંયાં આવી બેસો. "

હાક્તર અડગપણે ઉભો હતો ત્યાંજ ઉભો રહ્યો. ખરી રીતે તેણે ઝેરનો પ્યાલોજ તૈયાર કર્યો હતો. ફાંસીના લાકડે લટકવું પડે નહિ કે પોલિસ જીવતાં હાથમાં બેડી પહેરાવી કોર્ટના દરવાજા સુધી લઇ જવા પામે નહિ, એટલા માટે તેણે વખત આવતાં ઝેર લઇ મરવાનો નિશ્ચય પ્રથમથીજ કરી મૂકયો હતો. તેને દ્રઢપણે ઉભો રહેલો જોઇ ખંડેરાવે ફરીથી કહ્યું:–" તમને જેટલા મૂર્ખ ધારતો હતો તેથી પણ અધિક મૂર્ખ હો એમ હું આજે જોઉં છું. તમે જાણો છો કે હું

પોલિસનો માણુસ નથી, અને તમને હાથકડી કરી કેદ કરવા ધારૂં તો તે મારાથી કરી શકાય તેમ નથી."

આ વાત સાંભળતાની સાથેજ દાક્તરના હૃદયમાં ચૈતન્યનો સંચાર થયો. તેના અંતરમાં સાહસ આવતું જણાયું. તેણે જવાબ આપ્યો—"ત્યારે તમે શા માટે મારી પાસે આવ્યા છો?"

"અધિરા બનો નહિ! અહીંઆં આવી બેસો. હું તમને સઘળી હકીકત કહું છું."

દાકતરે તરતજ શીશી તથા ગ્લાસ આલમારીની ઉપર મૂકી દીધાં અને ખંડેરાવની સામે આવી ખુરશી ઉપર બેઠો.

ખંડેરાવે તેને પોતાની સામે આવીને બેઠેલો જોઈ ધીમે ધીમે કહ્યું:—"દાક્તર જ્યારે કોઈપણ મનુષ્ય બીજા માણુસની ગુપ્ત વાત જાણી જાય, અને જે માણુસની વાત જાણવામાં આવી હોય તેની પાસે અસંખ્ય દોલત હોય, તેમ જાણનારો માણુસ ગરીબ હોય, તો પોતાની વાત ગુપ્ત રખાવવા માટે શ્રીમંત માણુસે તેને માગે તેટલા પૈસા આપવા જોઇએ; જેથી તે જાણનારનું મોં બંધ થાય અને તેવી રીતે ઉપકારવશ થતાં કોઈપણ દિવસે તે ગુપ્ત વાત બ્હાર પાડે નહિ."

ખંડેરાવની વાત સાંભળી દાકતરના મનમાં કાંઇક આશા ઉત્પન્ન થઇ. તેના મનમાં પૈસા આપીને ખંડેરાવનું મોં બંધ કરવાનો વિચાર થયો. પરંતુ કેટલા પૈસા આપવા પડશે તેનો વિચાર કરવા લાગ્યો. પ્હેલાં તો તેનું મન વિહ્વળ અને વિચલિત થયું હતું, પણ પાછળથી ખંડેરાવની પોતાનીજ

વાતથી તે બહુ વખત સુધી તેવી સ્થિતિમાં રહ્યું નહિ.

ખંડેરાવની વાત ઉપરથીજ તે એક વખત વિષ ખાવા તૈયાર થયો હતો, અને તેજ :ખંડેરાવની વાતથી પોતાના પ્રાણનું રક્ષણ થયું હતું છતાં પોતાને બચાવનારનુંજ ખુન કરવાનો આ વખતે તેના મનમાં વિચાર આવ્યો.

"અંધકારમય રાત્રી છે, નિર્જન સ્થાન છે; નિર્જન ગૃહ છે પછી આ સ્થળે તેનું ખુન કરી દામોદરના જેવીજ અવસ્થા કરવામાં આવે તો કોઇ શું કરી શકે તેમ છે? તેને માટે કોઇને પણ વહેમ લાવવાનું કારણ મળશે નહિ."

એ પ્રમાણે વિચાર કરી તેણે ટેબલનું ખાનું જરા ખુલ્લું કર્યું અને તેની અંદર હાથ નાંખી પોતાની પિસ્તોલ હાથમાં લીધી

ખંડેરાવે તે જોઇ હાસ્ય કરતાં કહ્યું:–"દાકતર સાહેબ! હાથ જરા બહાર કાઢી લ્યો. આપ પિસ્તોલ ખોળો છો તે હું બરાબર સમજું છું. આપ પિસ્તોલ કાઢી મારા ઉપર તેનો બાર કરવા વિચાર રાખતા હશો; પરંતુ વિચારો તો ખરા કે આપના જેવા માણસ પાસે હું ખાલી હાથે આવ્યો હોઇશ ખરો કે? ખોટું કહેતો હોઉં તો આ જુઓ, મ્હારા હાથમાં શું છે? જુઓ મારી આંગળી પિસ્તોલના ઘોડા ઉપરજ રહેલી છે કે નહિ? મારાં નેત્રો આપના હૃદયનું લક્ષ્ય સ્થાન સાધીનેજ જોઇ રહ્યાં છે. આપ ધારશો કે ઉઠીને આઘો પાછો થઇ જઇશ, પરંતુ યાદ રાખજો કે જરા આઘાપાછા થયા કે તરતજ ઘોડો દાબીશ. જ્યાં સુધી તમે હાલશો ચાલશો નહિ, ત્યાં સુધી કાંઇપણ કરવામાં આવશે નહિ મહેરબાની

કરી હાથ બ્હાર કાઢો અને ટેબલનું ખાનું હતું તેમ બંધ કરો. એમ કરવાથી બહુ ઠીક રહેશે.

દાક્તરે કાંઈપણ ઉત્તર આપ્યો નહિ. ખંડેરાવે કહ્યું:– "સાહેબ! આપ જાણો છો કે નરોતમદાસને શોધી બહાર લાવવા માટેજ હું નિમાયો છું. હવે આપજ કહો કે હું નરોતમદાસને શોધી બહાર લાવી શકું કે નહિ?"

ખંડેરાવ પોતાના મનમાંજ વિચારવા લાગ્યો, કે અવશ્ય દાક્તર નરોતમદાસના અદ્રશ્ય થવાના સંબંધમાં કાંઇ પણ હકીકત જાણતો હોવોજ જોઇએ; પરંતુ એટલે સુધી જાણતો હશે તે કાંઇ પણ સમજાયું નહિ.

તેણે દાકતરને મૌન્ય ધારણ કરી બેસી રહેલો જોઇ ફરીથી કહ્યું:–"દાકતર! તમે ગમે તે કરશો, છતાં હું તો નરોતમદાસને શોધી કાઢીશજ. જો કે તમે કાંઇપણ વાત જણાવતા નથી, પરંતુ મને તે સંબંધમાં બહુ હકીકત મળી છે. તમે કાંઇજ જવાબ આપતા નથી તેથી એમ સમજાય છે કે તમે તેને ફરીથી જોવા માગતા નથી ખરૂંને? મણિબાઈના સંબંધની વાત બહાર આવે એ પણ આપ ચ્હાતા નથી ખરૂંને? ચાલો! હવે કામની વાત થવા દો. તમે કેટલા પૈસા આપી શકો તેમ છો, તે જણાવશો?"

દાકતરે પોતાના મનમાં વિચાર કર્યો, કે કોઇ પણ રીતે આને પાસેના [illegible]ામાં લઇ જવો જોઇએ. તે સિવાય કાંઇપણ બની શકે તેમ નથી, પરંતુ તે બને કેવી રીતે?

પોતે નીચી ગરદન કરી બહુજ વિચાર કર્યો, છતાં

કાંઇ પણ ઉપાય હાથ લાગ્યો નહિ. હવે કાંઈપણ ઉપાય સાધવો એમ સમજી ડાક્તરે કહ્યું:–" વિચાર કરીને તમારી વાતનો સ્વિકાર કરીશ. તમે જે કાંઇ વાત કહોછો તેમાંનું કાંઇક છે તો ખરૂંજ."

" તર્ક વિતર્કની વાત છોડી દ્યો, કામની વાત કરો.

" તેમ કરવામાં આવશે."

" ત્યારે કહો શું આપવા કબુલાત આંપો છો ?"

" તમારી શું મરજી છે ?"

" મને તો બહુ પૈસાની ઇચ્છા છે, પરંતુ એ વાત કહેવી ઠીક નથી. તમારૂં રક્ષણ કરવા જતાં :મારે વિપત્તિમાં આવવું પડે તેમ છે. તમે બુદ્ધિમાન છો, સઘળું સમજો છો, મારી શું ઇચ્છા છે તે તમે બરાબર રીતે જાણો છો. ઠીક ! પરંતુ એ બાબતમાં લખવા લખાવવાનું કે કર કબુલાત તો હોયજ નહિ; તેમ ઓછાવત્તા કરી આંકડો મૂકવાનો પણ હોય નહિ. તમે એ પણ સમજો છો કે મોહું બંધ કરી વાત બ્હાર જતી અટકાવવામાં નહિ આવે તો તમારૂં શું થશે ! એ સંબંધમાં તમારે મને કાંઈપણ કહેવાનું રહેશેજ નહિ; મારૂં મન મનાવી લેશો તો પછી તમારે નિશ્ચિંત રહેવું કે કોઇ પણ પ્રકારનો તમને ભય આવશે નહિ, કેમ ખરૂં છેને ?"

" પરંતુ કેટલા પૈસા જોઇએ તે કહેશો ?"

" ગભરાઓ નહિ, તે પણ તમને કહું છું."

" તમે કહો તો સમજવામાં આવે."

" વીસ હજાર રૂપિઆ ! પૈ પણ ઓછી વત્તી નહિ."

## પ્રકરણ ૧૩ મું.

### શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત.

હોઠ લબડતો ઉંટનો, તાકી રહે શિયાળ;
મન મનોર્થ મનમાં રહે, ઝૂલે અંતરીયાળ.

દાક્તર વીસ હજાર રૂપિઆની વાત સાંભળીને સ્તબ્ધજ બની ગયો. દામોદરે પણ તેટલીજ માગણી કરી હતી, તે તેને યાદ આવ્યું. તે પોતાના મનમાંજ કહેવા લાગ્યો:–"વીસ હજાર રૂપિઆ! વીસ હજાર રૂપિઆ તે કાંઇ રસ્તામાં પડ્યા છે?"

પોતાને આ માણસ પકડવા માટે આવેલો હશે, એમ ફરી દાક્તરના મનમાં આવવાથી તે પાછો વિહ્‌વળ બની ગયો; પરંતુ જ્યારે તેને યાદ આવ્યું કે ખંડેરાવ પોલિસનો માણસ નથી, તેમજ પોતાને પકડવાની તેને કાંઇ પણ સત્તા નથી, ત્યારે તેને શાંતતા વળી. કોઇ પણ પ્રકારે થોડા ઘણા પૈસા આપીને તેનું મોં બંધ કરી લેઇશું પછી ભય રાખવાનું કારણ શું છે?"

તરતજ દાક્તરનો વિચાર ફરી ગયો, અને દ્રઢ બન્યો. તેણે ખંડેરાવની હત્યા કરવાનું કામ માંડી વાળ્યું. તે પોતાના મનમાંને મનમાંજ આનંદ પામી બોલવા લાગ્યો:–"ખંડેરાવને જે મ્હારી કેટલીક હકીકત સામાન્ય રીતે માલમ પડી છે, એ મારી પોતાનીજ મૂર્ખતાનું કારણ છે. ભય પામીને મેં

આપની વાત તેને જણાવી દીધી નહિ તો મારા ધારવા પ્રમાણે તે સઘળી હકીકત બરાબર રીતે જાણતો હોવો ન જોઇએ. કોઈ પણ રીતે ધાક આપી પૈસા પડાવવાના વિચારથી તે આવેલો હોવો જોઇએ. પોતાની સાથે મણિબાઇનો આડો વ્યવહાર હતો, એ વાત મણિબાઇ સિવાય કોઈ જાણતુ ન હતું. મણિબાઇ જીવતી નથી એટલે એ વાત કોઇના પણ જાણવામાં આવે તેમ નથી. મેં પોતે કોઇ પણ વખતે મણિબાઇને એક કાગળનો ટુકડો સુદ્ધાં લખ્યો નથી, કે જે પત્ર જોઇને કોઇને કાંઇ પણ સંદેહ લાવવાનું કારણ મળે અગર અમારા બન્નેમાં ચાલતો વ્યવહાર જાણવા પામે. ત્યારે ખંડેરાવે આ સઘળી હકીકત કેવી રીતે જાણી ? એ જણાતો તો બહાદુર છે. મેં એને જોકે સહજ વાતમાં બનાવ્યો છે ખરો, પરંતુ એક વખત એટલું પણ જાણી લેવું જોઇએ કે તે કેટલી હકીકત જાણે છે. અવશ્ય પરિક્ષા કરી લેવી તો જોઈએજ ! એમ કરવાથી એની વિદ્યાની અને બુદ્ધિની પણ પરિક્ષા કરવાનો ઉત્તમ તક મળશે." આ પ્રમાણે વિચાર કરી ડાકતરે ખંડેરાવને કહ્યું:—“ રાવ ! આપે જે જે પ્રમાણો આપ્યાં. તે મારા ધારવા પ્રમાણે મેં મણિબાઇને લખેલા કાગળ પત્રો ઉપરથી મેળવેલાં હોય તેમ જણાય છે ? ”

ખંડેરાવ બહુ ચાલાક હોવા છતાં આ વખતે ડાકતરના ફંદામાં ફસાયો. તેણે જવાબ આપ્યો:—“ ખરી વાત છે. તે ઉપરથીજ મેં સઘળી હકીકત મેળવી છે. એક પણ પત્ર વાંચ્યા સિવાય બાકી મૂક્યો નથી. ”

ડાકતર જવાબ મળતાંની સાથેજ પોતાના મનમાં હસ્યો. તેના મનમાં ભરાયેલો સઘળો ભય જતો રહ્યો. આ વખતે તે પોતાના મનમાં બહુજ ખુશી થયો હતો, છતાં પ્હેલાં જેવી રીતે ભયથી કંપીત સ્વરે જવાબ આપતો હતો, તેવીજ રીતે ભયથી કંપતો હોય તેવો ખોટો ભાવ દેખાડતાં કહેવા લાગ્યો:-"તેથી એમ જણાય છે કે પોલિસે જે બાબતમાં પોતાનું લક્ષ્ય દોર્યું ન્હોતું તે બાબતમાં આપે પુરતું લક્ષ્ય ખેંચ્યું છે. મણિબાઇના મુખ પર એક ન્હાનો છરાનો ઘા પણ કરવામાં આવ્યો હતો કેમ ખરૂંને?"

ખંડેરાવ ફરીથી પણ ડાકતરની જાળમાં ફસાયો. તેણે જવાબ આપ્યો:-"હા! તે સંબંધમાં પણ કેટલુંક મારા જાણવામાં આવ્યું છે."

ડાકતર અધિકતર આનંદમાં. આવ્યો. તેના અંતરમાં નિશ્ચય થયો કે, "ચોક્કસ ખંડેરાવ ખોટોજ દમ ભીડે છે, અને મને ધાપ આપે છે."

ડાકતરના ઘરમાં હમ્મેશાં દારૂના શીશાઓ પડયાજ રહેતા હતા. તેણે આલમારી ઉપરથી એકસ ઓ નંબર ૧ ની બોટલ અને ગ્લાસ બ્હાર કાઢયાં, અને ખંડેરાવને કહ્યું:- "ચાલો! અત્યાર સુધી તો આપણે કામની વાતો કરી, હવે કાંઈક આનંદની વાતો કરીએ."

ખંડેરાવ શત્રુની સાથે કોઈપણ દિવસ મદિરાપાન કરતો નહિ તેમજ તેના મનમાં ખાત્રી થઇ હતી કે "ડાકતર દારૂની સાથે કાંઇ પણ દવા મેળવવા માગે છે." તેથી તેણે જવાબ

આવ્યો:-"મારાથી એ બધી પી શકાશે નહિ."

"ઠીક!" એમ કહી ડાક્તરે પ્યાલામાં કાઢેલી બ્રાન્ડી પોતેજ ઉડાવી દીધી અને પાછો ખુરસી ઉપર બેસીને ખંડેરાવને કહેવા લાગ્યો:-"રાવ! આપને ખરૂ કહું છું કે એટલા બધા રોકડ રૂપિઆ હું ઘર આગળ કદી પણ રાખતો નથી!"

"હું પણ તેતો સમજું છું."

"બેંકમાંથી મારે તે મંગાવવા પડશે."

"કેટલો વખત લાગશે?"

"જુઓ! આજે તો અત્યારે વખત નથી; કાલે આજ વખતે આપ આવશો તો અવસ્ય આપના કહેવા મુજબ વ્યવસ્થા થઇ જશે."

"બહુ સારૂં."

ખંડેરાવ હવે પૈસા મળશે, એમ સમજી પોતાના મનમાં ને મનમાં આનંદ પામવા લાગ્યો. "એમાં શું? જ્યાં ત્યાં તો ફકત આડી રાત છે; કાલે આ સમયે તો આપણે વીસ હજારના માલિક બની જઇશું. પછી શું?" આમ વિચાર કરવા લાગ્યો.

ડાકતરે ખંડેરાવને ઠંડા પાડવા આશ્વાસન આપતાં કહ્યું:-"જુઓ સાહેબ! આજે જે વાત આપણા બેમાં થઇ તે થઈ, હવે કોઇની પાસે પણ આ વાત જવી ના જોઇએ અને તેટલા માટેજ હું આપને વીસ હજાર રૂપીયા આપવા તૈયાર થાઉંછું."

"એ બાબતમાં આપે ફીકર રાખવી નહિ. કાંઈ પણ

વાત બહાર પડશે નહિ.”

“કાલે આ વખતે આપ આવશો, ત્યાર પછી આ જીવનમાં આપણે એકમેકને ફરીથી મળવાનું થશે નહિ.”

“ખરી વાત છે ડાક્તર! જો કે વાત સારી નથી તે હું જાણું છું, અને તેટલા માટેજ આપને બચાવવા મેં આ યુક્તિ શોધી કાઢી છે.”

“આપની વાત સત્ય છે, આપ ખરૂં કહો છો.”

“ઠીક! ત્યારે હવે આપનું કહેવું સ્વિકારી મારે કામ તો આજથી માંડી વાળવુંને?”

“હા. હા! આપે તેમ કરવુંજ.”

ખંડેરાવ ઉઠતાં ઉઠતાં બોલ્યો:—“ત્યારે કાલે આજ વખતે આવુંને?”

“ભલે! ભલે! ખુશીથી પધારજો.”

ખંડેરાવના ગયા પછી ડાકતર ગોકળદાસ તે ઓરડામાંથી બહાર નિકળી પોતાને કામે લાગ્યો.

## પ્રકરણ ૧૪ મું.

### સમાનાચરણ.

સાપ ઘરે જઈ સાપ નવ, પામે કદી સન્માન;
જીભ ચાટી પાછો વળે, મૂકી ગર્વ ગૂમાન.

હરકીસનદાસ નામે એક વ્યક્તિની સાથે ડાક્તર ગોકળદાસને બહુજ સારો સંબંધ હતો; તે એક નાટક કંપનીનો

મેનેજર હતો. ડાકતર અને કવિ તરીકે ઓળખાતા ગોકળદાસનાં ગુપ્ત ચરિત્રોથી તે બરાબર રીતે જાણીતો નહિ હોવાથી તેના સ્નેહમાં પડયો હતો. દાક્તરને તે એક સદ્‌ગૃહસ્થ તથા બહુજ સારો લેખક સમજતો હતો. પોતાની કંપનીમાં નાટકો સુધરાવવા માટે તથા નવાં લખાવવા માટે દાકતરને તે વારંવાર બોલાવતો હતો, અને હમેશાં દાકતરનો સારો આદર સત્કાર કરતો હતો. સારાં નાટકના લેખકોના લેખો મોંઘા પડવાથી માનને માટે મરી મથનારા, ચ્હા પાણીના શોખીન, સોડા લેમનના ઉપાસક, આઇસક્રીમના અધિક વિલાસી, અને મિથ્યા માનથી ફુલાનારા તથા ઉપર ઉપરથી અધિક સદ્‌ગુણશાળી જણાતા મી. ગોકળદાસ દાકતર સાથે તેને કામ લેવામાં બહુજ સારી સરલતા થઇ પડી હતી.

વિશેષમાં દાકતર દવાઓનું કામ પણ જાણતો હોવાથી જોઇતી દવા પણ મળતી, તેથી તે તેની સાથે બહુજ સારો સ્નેહ બતાવતો હતો. પોતે એક વખત મહાન રોગનો ભોગ થઇ પડયો હતો, તે સમયે દાકતર ગોકળદાસે તેને મૃત્યુના મુખમાંથી બચાવ્યો હતો, તેને અનુસરી :હરકીસનદાસ દાકતરનો બહુજ ઉપકારી બન્યો હતો.

દાકતર ગોકળદાસ આજે તેની નાટક કંપનીમાં નાટક સુધારવાના બ્હાને જવા નિકળ્યો હતો. ત્યાં સમય જોઇ દાકતરે પોતાના કાર્યમાં સ્હાયક તરીકે હરકીસનદાસને હથીયાર તરીકે વાપરવાનો વિચાર કર્યો હતો, તેથીજ તે નાટક કંપનીના થીએટરમાં ખોટું બહાનું કાઢી આવ્યો હતો.

ડાક્તરને આવેલો જોતાંજ હરકીસનદાસે તેને આવકાર આપતાં કહ્યું:–" પધારો, કવિરાજ ! આજે ધનભાગ્ય કે આપ આપો આપ ઓળગ કર્યા સિવાય પધાર્યા ? ડાકતર ! બહુ દિવસે અમારી બળીયાકાકાની ઓળગો સફળ થઇ લાગે છે. કહો સાહેબ ! કેમ છે ? તબીયત તો મઝામાં છેને ?"

ડાકતરઃ–" મી. હરકીશનદાસ ! આજે આપનું એક અગત્યનું કામ હોવાથી અત્રે આવ્યો છું."

" બોલો સાહેબ ! એવું તે શું કાર્ય છે કે આપ આટલા બધા અધિરા બની બોલો છો ?"

" કામ તો જુજ જેવું છે. આપણે ત્યાં પોલિસ ઇન્સ્પેકટરનો ડ્રેસ છેને ?"

" હાજી ! કહો આપને તે મ્હેરી ઇન્સ્પેકટર બનવાનો વિચાર છે ?"

" નહિ નહિ ! આજે ઘર આગળ એક નાટક ભજવવાનું નક્કી કર્યુ છે, તેમાં આપની પાસેજ એક પાર્ટ ભજવાવવાનો પ્રોગ્રામ રાખેલો છે."

" મારી પાસેજ ?"

" હાજી ! બહુ દીવસ આપની સેવા બજાવી છે, તો આજે આપનો વારો આવ્યો છે."

" એવું શું કાર્ય છે, કે મારે તે ભાગ ભજવવાનો છે ?"

" જુઓ ! આપ તો મ્હારા સ્નેહી છો, વળી આપણું અંતર જુદાં નથી, એટલે આપને જણાવવાને હરકત નથી. એક માણસ આવી ખાલી મને હંમેશાં સતાવે છે, અને કહે

છે કે તમે નરોતમદાસની સ્ત્રી મણિબાઇને મારી નાંખી છે માટે જો વીસ હજાર રૂપિઆ આપો તો, કોઇને પણ જણાવું નહિ. હું તેના કહેવા મુજબ વર્તુ નહિ તો પોલિસને જણાવી દેવાની તે ધમકી બતાવે છે.”

“ એવો બદમાસ માણુસ છે ? ”

“દુનિયામાં દુષ્ટ લોકો કાંઈ ઓછા છે ? એ માણુસને જરા દમ બતાવવાને માટેજ આપની પાસે આવ્યો છું. જો કે પોલિસને જણાવવામાં કેવી હરકત આવી પડે છે, તે તમે બરાબર રીતે સમજો છો. મ્હારા કરતાં આપ તેના ઓછા અનુભવી નથી. તેટલા માટે જો તમે પોતેજ પોલિસ ઇન્સ્પેકટરનો ડ્રેસ લઈ મારા ઘર આગળ આવો, અને તે પહેરી પાંચ મિનિટ ઉભા રહો તો, આપને જોતાંજ એ માણુસ ભય પામશે, અને છ પાંચ ગણી જશે. પછી કોઇ પણ દિવસ સતાવવાનું ભૂલી જશે. ”

“ ઠીક ! મારે ત્યાં આવી શું કરવું પડશે તે જણાવો.”

“ આપને કાંઈ પણ કરવાનું નથી. કેવળ ઇન્સ્પેકટરનો પોશાક લઇ મારે ત્યાં આવવું; ફક્ત ત્યાં આગળ તે પ્હેરીને બેસવાથીજ કાર્ય સિદ્ધ થશે ! ”

હરકીસનદાસ:—“ ઠીક મઝા આવશે ! શું થાય છે તે જોઇએ છીયે. આપે મારો પ્રાણુ બચાવ્યો છે, એટલુંજ નહિ પણ કંપનીને પણ વારંવાર નાટક સુધારી આપી તથા નવાં લખી આપી મદદ કરી છે એટલે કામ કર્યા સિવાય છુટકો નથી; નહિ તો અમે વાણીયા કોઇનું પણ આવું કામ કર-

વાનું કબુલ કરીયે નહિ. જાઓ! અવશ્ય હું કાલે આવીશ. એના તે શા ભાર છે કે આપને સતાવે?"

"ત્યારે તો ઠીક! મારા મનમાં હતું કે વખતે આપ આનાકાની કરશો."

"નહિ નહિ! એમાં તો શું મ્હોટું કામ હતું, કે આનાકાની કરૂં! જરૂર આવીશ."

"ત્યારે હું જાઉં છું. જુઓ આપનો સંપૂર્ણ ભરોંસો છે."

"હા! હા! જરૂર આવીશ."

હરકીસનદાસે કબુલાત આપવાથી દાક્તર ઘર તરફ વિદાય થયો. ચતુર ચૂડામણિ ખંડેરાવને મહાત્ કરાશે, એમ સમજી તેનું હૃદય આનંદથી અત્યંત પ્રફૂલ્લીત બનવા લાગ્યું. રસ્તે ચાલતાં મનમાંને મનમાંજ તે એક ગઝલ લલકારવા લાગ્યો:—

અમે શયતાનના સાથી, સતાવે કો શક અમને;
નથી કો જગતમાં જન્મ્યો, ડરાવી દે દગો અમને. અમે૦
જગતમાં જે અકલમંદો, કહેવાયે કવિ ત્હેમાં;
અકલમંદી મહી મ્હોટા, કરે શું કોઇરે અમને. અમે૦
સૃગાલો ચાર પગવાળાં, પશુમાં ધૂર્ત લેખાયે;
કુટીલ કાગડા કેરી, પંખીમાં ગણના થાયે. અમે૦
મનુષ્યમાં નાપીકો ધૂર્ત, ધીમાનોમાં અમે મ્હોટા;
કવિ કહેવાયએ મ્હોટા, અન્ય જગમાં નથી જોતા. અમે૦

"બસ! ભેડો પાર! હવે ખંડેરાવ શું કરનાર છે? એ લુચ્ચો છે તો હું લુચ્ચાનો સરદાર છું. એના જેવાને પાણી પીતા કરતાં શું વાર છે?"

આ પ્રમાણે મનની મસ્તીમાં મ્હાલતો, તરંગોના તાનમાં ચાલતો ડાકતર પોતાને દવાખાને આવી પહોંચ્યો.

સાયંકાળનો સમય થવાની સાથેજ હરકીસનદાસ પોલિસ ઈન્સ્પેકટરનો પોશાક લઇ દાકતરને ત્યાં આવી પહોંચ્યો. દાકતરે હરખાતાં હરખાતાં કહ્યું:–" પધારો સાહેબ! બહુજ તસ્દી આપી છે. બરાબર સમયેજ આવી પહોંચ્યા છો. આપના નામની માળાજ આ જીંહ્વા જપતી હતી."

" આપને કહેલુંજ હતું કે હું અવસ્ય આવીશ. પછી શા માટે અધિરતા રાખવી જોઇએ?"

" એ તો કુદરતી થયાજ કરે છે. જુઓ સાહેબ! હવે તેને આવવાનો સમય થયો છે. આપ ડ્રેસ પ્હેરી તૈયાર થઈ બેસો."

" શું તે હમણાંજ આવનાર છે?"

" હા, હા! તેને આવવાનો સમય થઈ ગયો છે."

" ત્યારે મને પણ શું વાર છે? આ ડ્રેસ તૈયાર છે. પ્હેરી લઉં તેટલીજ વાર છે." હરકીસનદાસે પોતાનો માથાનો ડબો હેઠે ઉતાર્યો. કોટને કાઢી નાંખી એક બાજુ પર ફેંકયો, અને પાસેનો પોલિસ ઇન્સ્પેકટરનો ડ્રેસ પ્હેરી લીધો. પછી ઘરની અંદરની બાજુએ જઇ બેઠો. એટલામાં નોકરે આવી દાકતરને જણાવ્યું:–" સાહેબ! કાલવાળો માણસ આવ્યો છે."

" તેમને અહીં બોલાવી લાવ,"

" મેં તો તેમને ના કહી હતી! અને–"

"ચૂપ કર, જો તે આવે છે."

ખંડેરાવે ઘરમાં પ્રવેશ કર્યો કે તરતજ ડાકતરે ઇશારો કરવાથી હરકીસનદાસે જઇને પેસવાના દ્વારને સાંકળ મારી.

ખંડેરાવ ઘરમાં આવ્યો; પણ પોલિસના ઇન્સ્પેક્ટરને જોઇને તેના મનમાં ત્રાસ પડયો. તરતજ તેના મનમાં વિચાર આવ્યો કે ડાકતરે મને ફસાવવાનો ઉપાય સાધ્યો છે.

ખંડેરાવને પાસે આવેલો જોઈ ડાકતરે જરા અકડાઇને કહ્યું:–"પધારો ખંડેરાવ સાહેબ! આવો. આવો. કાલે તો આવતાની સાથેજ આસન ગ્રહણ કર્યું હતું, અને આજે કેમ કાંઈ ચિંતાતુર જણાઓ છો?"

ડાકતરના કહેવાનો કાંઈ પણ ઉત્તર ખંડેરાવે આપ્યો નહિ. તેનો પગ આગળ ઉપડયો નહિ. શું જવાબ આપવો તે સૂઝયું નહિ. તેનો કંઠ સૂકાઇ ગયો. તેણે ભયગ્રસ્ત સ્વરે પૂછયું:–"આ શું? એઓ કેમ આવ્યા છે?"

"ડાક્તર આપની સાથેની વાતમાં એમને હાજર રાખવાથી બહુ લાભ થશે, એમ ધારી એમને બોલાવવામાં આવેલા છે. કાલે આપેજ મણિબાઈના મરણના સંબંધમાં મને ખોટી હકીકત સમજાવી ભય બતાવ્યો હતો અને મારી પાસેથી વીસ હજાર રૂપિઆ પડાવવાનો પેંતરો રચ્યો હતો કેમ ખરૂંને? આપ ગઈ કાલ આજ વખતે મને કહેતા હતા, કે મેં મણિબાઇને જે સઘળા કાગળો લખ્યા છે, તે આપે મેળવ્યા છે, પણ મહેરબાન! હું તો તેજ વખતે સમજયો હતો કે તે વાત તદ્દન ખોટી છે. આપ તદ્દન જુઠું જણાવતા હતા."

ખંડેરાવ ઉંચું જોઇ શકયો નહિ. સહજ પણ ઉત્તર આપવાની તેનામાં શકિત રહી નહિ.

દાકત્તરે આગળ ચલાવ્યું.–" રાવ ! આપના ગયા પછી મેં સઘળી હકીકત પોલિસને જણાવી છે. મણીબાઇની ગરદન પર છરાને ઘા હતો, તે વાત પણ ખોટી છે. મહેરબાન ! આપ જાણી બૂઝીનેજ ખોટું બોલ્યા છો; જો સાચીજ વાત હોય તો, આ ઇન્સ્પેકટર સાહેબની સન્મુખ તે કહી બતાવો. ચાલો બોલો ! "

ખંડેરાવ આ વખતે પણ કાંઇ જવાબ વાળી શકયો નહિ. તેના મોંમાથી એક પણ શબ્દ બહાર નિકળી શકયો નહિ.

આ વખતે દાક્તર ગુસ્સે ભરાઇ ઉત્તેજીત સ્વરે કહેવા લાગ્યોઃ–" જો હીમ્મત હોય તો જણાવી દ્યો, "

હવે ખંડેરાવને ઉત્તર આપ્યા સિવાય ચાલ્યું નહિ, તેણે જવાબ આપ્યોઃ–" દાકતર સાહેબ ! આપ શું કહેવા માગો છો તે કાંઇ સમજી શકાતું નથી. મેં કયારે આપની પાસે એક પૈસાની પણ માગણી કરી હતી ? "

દાકતર મ્હોટેથી હસતાં હસતાં કહેવા લાગ્યોઃ–" ત્યારે કાલે આપ મહાશય શા માટે મારી પાસે આવેલા હતા ? વીસ હજાર રૂપિઆ મને દાન આપવા આવ્યા હશો કેમ ? "

ખંડેરાવે ગંભિરપણે જવાબ આપ્યોઃ–" આપે બોલાવવા માણુસ મોકલ્યું હતું, તેથીજ આવવાની જરૂર પડીહતી. "

દાકતરે મ્હોટેથી હાસ્ય કરતાં કહ્યું:–" ત્યારે તો એમજ કહોને કે મેંજ આપ મહાશયને એમ જણાવ્યું હતું, કે મેંજ

મણિભાઇનું ખૂન કરેલું છે.”

“હા ! તમેજ તે પ્રમાણે કહેલું હતું, અને અત્યારે પણ કહો છો. તમે પોતેજ મણિભાઇનું ખુન કરેલું છે.”

“એટલા માટેજ તમે નિશ્ચયપૂર્વક આ સંબંધમાં કેટલાંક પ્રમાણો એકઠાં કરેલાં છે. ખરૂં ?”

“હા !”

ડાક્તરે બનાવટી ઇન્સ્પેકટરને કહ્યું:–“ઇન્સ્પેકટર સાહેબ! આપ સઘળું સાંભળો છો, હવે પછી વિચાર કરવાને માટે આ સઘળું આપના કામમાં આવશે. આ પાગલે મને કહ્યું હતું કે તમે મણિભાઇને અનેક પત્રો લખેલા છે, અને તે સઘળા મેં મેળવ્યા છે. આ બદમાસે એમ પણ કહ્યું હતું કે તમે મણિભાઇના ગળાપર છરાનો ઘા કર્યો છે.”

ખંડેરાવ બરાબર રીતે સમજી ગયો કે, મને પોતાની જાળમાં ફસાવવાને માટેજ આ વખતે ડાક્તરે કાગળોની અને છરો મારવાની વાત ખોટી રીતે જણાવી હતી. આજે મને પકડાવવાના વિચારથીજ આને બોલાવ્યો છે. આમ પકડાતાં કેટલીક વખત જેલમાં સડવું પડશે. “કેવું ભયાનક ! આ દુરાત્મા હમણાંજ મને પોતાના હાથમાં લેશે.” ખંડેરાવનો કંઠ આ સઘળી વાતનું સ્મર્ણ થતાની સાથેજ રૂંધાઇ ગયો.

ડાકતરે રોષ સ્વરે ઇન્સ્પેકટરને કહ્યું:–“આ નરાધમ મને ભય બતાવીને વીસ હજાર રૂપિઆ પડાવવા માગતો હતો. કેવળ મારી વાત ઉપરથીજ તે મને ફસાવવા માગતો હતો. ગમે તેમ થાય તથાપિ આ દુરાત્માને છોડવો યોગ્ય

